بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ ○

# એહમદઆબાદ ના

# ઔલીયા

## AHMEDABAD NA AULIYA

Publication No. : 11

અઝ....

અબ્દુલ્લાહ એમ. પટેલ





-: પબ્લીશર્સ :-

ખતીબ કિતાબ ઘર એન્ડ પ્રિન્ટર્સ

ખાસ બજાર, તીન દરવાજા, એહમદઆબાદ.

☎ : 079 - 2535 2468

હદિયા : ૬૦-૦૦

Book Neme : **AHMEDABAD NA AULIYA**

**Publication No. : 11**

કિતાબ નું નામ : **એહમદઆબાદ ના ઔલિયા**


<u>ટાઈપ સેટીંગ</u>

**એશીયન ગ્રાફિક્સ**

<u>સૈયદ ફઝલુલ્લાહ ઈમદાદુલ્લાહ ખતીબ</u>

૧૭૬૦, ખાસ બજાર, તીન દરવાજા, એહમદઆબાદ.

ફોન : 079 - 2535 2468

<u>તબાઅત</u>

**ખતીબ ઓફસેટ**

<u>સૈયદ કલીમુલ્લાહ ઈમદાદુલ્લાહ ખતીબ</u>

ખાનજહાન દરવાજા કે સામને, ગાયકવાડ હવેલી રોડ,

જમાલપુર, એહમદઆબાદ.

ફોન : 079 - 2538 2232

***Publishers***

**KHATIB KITAB GHAR & PRINTERS**

***Saiyed Ataullah Imdadullah Khatib***

**Khas Bazar Three Gate, Ahmedabad.**

**Phone : 079 - 2535 2468**

**(India)**

# બે બોલ

" એહમદાબાદના ઔલિયા" પ્રસિદ્ધ કરતા હું ખુશી અનુભવું છું. ઘણા જ ટૂંકા સમયમાં પહેલી આવૃતિ પૂરી થઈ ગઈ છે. જેમણે પોતાના જીવન ઈસ્લામ ફેલાવવાના કાર્ય માટે વકફ કરી દીધા હતા એવા બુઝુર્ગાને દીનના જીવન ઉપર પ્રકાશ નાખવામાં કામ્યાબી અતા કરવા બદલ હું પાક-પરવર દિગારનો અનહદ શુક્રગુઝાર છું. આ કાર્ય અત્યંત કપરું છે. તે ઘણો સમય, અને શ્રમ માંગી લે છે. કેટલાક બુઝૂર્ગોના જીવનમાંની એકાદ બે લીટી મેળવવા માટે પણ મારે ઘણાં પુસ્તકો જોવા પડયા છે, ઘણાં બુઝૂર્ગોના હાલાત હસ્તલિખિત પુસ્તકો કયાં કોની પાસે છે તે પ્રથમ તો શોધવું પડે છે, અને પછી એવા શખ્સો પાસેથી તે મેળવવું પણ અતિ મુશ્કેલ છે. જયાં હસ્ત લિખિત કિતાબોનો સંગ્રહ છે તેવા પુસ્તકાલયોની અનેક વાર મુલાકાતો લેવી પડી છે. આવા કપરા પ્રયત્નો પછી આપના હાથમાં આ કિતાબ મુકવાની તક હું મેળવી શકયો છું. બીજી આવૃત્તિમાં કેટલાક સુધારા કર્યા છે. કેટલાક બીજા ઔલિયાએ કિરામના જીવન ચરિત્ર ઉમેર્યા છે.

આ કાર્યમાં જેમણે મને પરોક્ષ કે અપરોક્ષ સાથ સહકાર આપ્યો છે તેમનો હું આભારી છું. મારી આ કિતાબ મકબૂલિયત મેળવે અને એમાં જે બુઝૂર્ગોનો સમાવેશ થયેલ છે તેમના તુફેલથી મારી ખતાઓ માફ કરી સિરાતે મુસ્તકીમના માર્ગે ચાલવાની તૌફીક આપે એવી પાક પરવર દિગારના દરબારમાં દુઆ છે.

૧ જાન્યુઆરી,
૧૯૮૩

અબ્દુલ્લાહ એમ. પટેલ
કાચની મસ્જીદ, જમાલપુર,
એહમદાબાદ-૧

# ઈદારા તરફથી

અલ્લાહનો લાખ લાખ શુક્ર છે કે અમારા વાલીદ મર્હુમ ઈમદાદુલ્લાહ અઝીઝુલ્લાહ ખતીબ સાહબ ની ખ્વાહિશ હતી કે ગુજરાતીમાં તરજુમા અને તફસીર વાળો કુરાન મજીદ અને હુઝુર (સ.) મુકમ્મિલ સ્વાનએ હયાત અને અવલિયાએ કિરામના જીવન ઉપર કિતાબો છપાવવી. તેના માટે તેમણે પોતાંનો જીવન પર્યંત જદોજહદ કરી અને ૧૯૫૧ માં પહેલીવાર ગુજરાતી કુરાન મજીદ શાયેઅ કર્યુ તે પછી ઘણા વર્ષો બાદ હઝુર (સ.) ના જીવન ઉપર એક કિતાબ છપાવી હતી અને આજે આપની સમક્ષ મુકર્રમી જનાબ અબ્દુલ્લાહભાઈ પટેલ સાહબની કિતાબ " એહમદાબાદના ઔલિયા " મુકતા ઘણોજ હર્ષ થાય છે.

દીની સેવા, અને ઈસ્લામનો પ્રચાર તબ્લીગ આ સૂફીબુઝુર્ગોએ કરી છે તેની જાણકારી આ કિતાબમાં રજુ કરેલ છે અવલીયાઓ એ કેટલી તકલીફો વેઠીને આપણને આ વારસો આપ્યો છે તે કિતાબ વાંચતા આપને એહસાસ થશે.

અમારા ઈદારાની ઉચ્ચ પરંપરા અનુસાર સારા ગ્લેઝ કાગઝ ઉપર ઓફસેટની છપાઈ અને રંગારંગ ટાઈટલ સાથે આપની સમક્ષ મુકતા આનંદ અનુભવીએ છે. અને અલ્લાહથી દુઆ છે કે ભવિષ્યમાં અમને સારી કિતાબો છાપવાની પ્રેરણા અને શક્તિ આપે આમીન.

-: નાશિરાન :-

સૈયદ અતાઉલ્લાહ ઇમદાદુલ્લાહ ખતીબ
સૈયદ ફયઝુલ્લાહ ઇમદાદુલ્લાહ ખતીબ
સૈયદ રફીકુલ્લાહ ઇમદાદુલ્લાહ ખતીબ
સૈયદ સઈદુલ્લાહ ઇમદાદુલ્લાહ ખતીબ
સૈયદ કલીમુલ્લાહ ઇમદાદુલ્લાહ ખતીબ

**ખતીબ કિતાબ ઘર એન્ડ પ્રિન્ટર્સ**

ખાસ બજાર, તીન દરવાજા, એહમદાબાદ.

# અનુક્રમણિકા

# હજરત શેખ એહમદ ગંજબક્ષ સરખેજી (રહ.)

નામ એહમદ * ખટ્ટુ અને ઉપનામ શહાબુદ્દીન હતું. પિતાનું નામ મલિક ઈખ્તિયારૂદ્દીન હતું. હિજરી સન ૭૩૮માં દિલ્હી ખાતે જન્મ થયો. આ સમયે સુલ્તાન મહંમદ તઘલખ દિલ્હીની ગાદી ઉપર હતો. આપનું મકાન દિલ્હીમાં હુરબાગ પાસે હતું. ધનિક કુટુંબમાં જન્મ થયો હોવાથી ઘણા લાડ પ્યારથી ઉછેર થયો એક દિવસ ઘરની નોકરાણી આપને લઈ શહેરમાં ફરવા નીકળી. એકાએક સખત વાવઝોડું આવ્યું. ચારે તરફ અંધકાર છવાયો. અનેક ઝાડ અને છાપરા ઉડી ગયા. અંધાધૂંધી વ્યાપી. લોકો જીવ બચાવવા આમતેમ દોડવા લાગ્યા. નોકરાણી પણ બેબાકળી બની ક્યાંક લપાઈ ગઈ. બાળ એહમદ તેનાથી વિખૂટા પડી ગયા. ડીડવાણા (જી.નાગોર) જતા કાફલા વાળાઓએ આપને સંભાળી લીધા. આ બનાવ હિજરી ૭૪૨ નો છે. નજીબ નામક એક વણકરે પોતાને ઔલાદ ન હોવાથી દત્તક પુત્ર તરીકે સ્વીકાર્યા. પાછળથી એક ઈલ્હામના આધારે મૌલાના શહાબુદ્દીન હમ્દાની (રહ.) ના નવાસા મૌલાના સદરૂદ્દીન (રહ.) પ્રખ્યાત મશાઈખ હઝરત ઈસ્હાક મગરિબી (રહ.)પાસે "ખટ્ટુ" લઈ ગયા.હઝરત ઈસ્હાક મગરિબી (રહ.) આપને જોઈ ઘણાંજ ખુશ થયા. હેતથી ગોદમાં ઉઠાવી લીધા. હઝરત ઈસ્હાક (રહ.) એ આપનું નામ એહમદ રાખ્યું. પાછળથી આપ શેખ એહમદ ગંજબક્ષ નામે પ્રસિદ્ધ થયા.

આપને બાબા ઈસ્હાક પોતાના પુત્રની જેમ ઉછેરવા લાગ્યા. તેઓને આપથી એટલી બધી મુહબ્બત હતી કે આંખો આગળથી અળગા થવા દેતા ન હતા એક વેળા નારાજ થઈ ક્યાંક ચાલ્યા ગયા. હઝરત વિયોગથી

*. બાળપણનું નામ મલિક નસીરૂદ્દીનં હતું પરંતુ પીરે મુર્શિદ એહમદ કહી સંબોધ્યા ત્યારથી આ નામ પ્રચલિત થયું.

રહવા લાગ્યા ચારે કોર શોધખોળ અર્થે માણસો છોડાવ્યા પાછા આવ્યા ત્યારે સાંત્વન મળ્યું કે આપને અહીં શારીરિક, આધ્યાત્મિક અને નીતી સંબંધી ઉચ્ચ તાલીમ મળી.

હિજરી સન ૭૭૬માં એક દિવસે શેખ ડીડવાણા ગયા હતા. તે વેળા પીરો મુર્શિદ બાબા ઈસ્હાક (રહ.)ની તબીયત ઘણીજ બગડી. શેખ એહમદને તાકીદે તેડાવવામાં આવ્યા પીરો મુર્શિદે પોતાની ટોપી પહેરાવી ખિલાફત આપી. અને ઘણી દુઆઓ દીધી. પીરો મુર્શિદ ૧૨૦ વર્ષની ઉમરે ૧૭મી શાબાન ૭૭૬ હિજરીમાં વફાત પામી, ખટ્ટુ ખાતે જ દફન થયા.

મુર્શિદની વફાત પછી ત્રીજે દિવસે શેખ એહમદ (રહ.) એ ૨૫ ખારેક અને પાણીનો કુજો લઈ એક હુજરામાં જઈ અંદરથી દરવાજો બંધ કરી દીધો. મુબારક રમઝાન માસ આ હુજરામાંજ પસાર કર્યો છેવટે ઈદના દિવસે ખટ્ટુના સુબેદારે આવી દરવાંજો તોડી જોયું તો શેખ ઘણાંજ અશક્ત થઈ ગયા હતા.પીજેલા રૂમાં નાખી આપને ઈદગાહ લઈ જવામાં આવ્યા. નમાઝ પછી મુસાફહ માટે એટલો બધો લોક સમુદાય ઉમટ્યો કે જીવ બચાવવો કઠિન થઈ પડ્યો.

થોડા સમય પછી આપ દિલ્હી ખાતે ખાનજહાનની મસ્જીદમાં ઈબાદતમાં પરોવાયા અહીં પણ આપના દીદાર અને ફૈઝ અર્થે અસંખ્યા લોકો આવવા લાગ્યા. સુલ્તાન મહમદ તઘલખ કે જે આપના પીરો મુર્શિદનો અકીદત મંદ હતો તે પણ આપની મુલાકાતથી ફૈઝયાબ થયો. આજ અરસામાં પ્રખ્યાત મશાયખ હઝરત મખ્દુમ જહાન્યા જહાંગસ્ત (રહ.) * ઓચથી દિલ્હી પધાર્યા હતા તેમણે પણ આપની મુલાકાત લઈ "બુએ દોસ્ત મી આમદ" કહી આપને રૂહાની ફૈઝ પહોંચાડી દુઆઓ દીધી.

હિજરી સન ૭૮૦ના અંતમાં અથવા ૭૮૧ના પ્રારંભમાં આપે હજ કરી. આ હજ સફરમાં શેખ તાજુદ્દીન સરખેજી (રહ.) પણ સાથે હતા.

*. હઝરત બુર્હાનુદ્દીન કુત્બેઆલમ (રહ.) ના દાદા.

હઝરતે પોતાના હજ સફરના વર્ણનમાં કેટલાંક દિલચસ્પ અનુભવ નોંધ્યા છે. હઝરત કહે છે કે દિલ્હીની ખાનજહાન મસ્જીદના પેશઈમામ સઈદ અમો ત્રણ જણ કુબા મુબારક પાસેની મસ્જીદમાં હજ વેળા એક રાત રોકાયા. મારા સાથીઓએ કહ્યું કે જમવાની કાંઈ વ્યવસ્થા કરવી જોઈએ. મે કહ્યું કે હું તો નબી (સલ.) નો મહેમાન છું સાથીઓએ વિસ્મયતાથી જણાવ્યું કે નબી (સલ.) તમારા માટે કાંઈ મોકલે એ અશક્ય છે. તેઓ બહાર જમી આવ્યા. હું તો તસ્બીહ પઢતો રહ્યો. મોડી રાત્રે મસ્જીદના દ્વારેથી કોઈ કે અવાજ આપ્યો કે નબી (સલ.) ના મહેમાન કોણ છે ? હું સમજ્યો કે તે અન્ય કોઈને બોલાવી રહ્યો છે. બીજા અવાજે પણ હું ચૂપ રહ્યો. ત્રીજા અવાજે મને થયું કે નબી (સલ)નો હું પણ મહેમાન છું દરવાજે જઈ જોયું તો તે માણસ ખુર્મા લઈ ઉભો છે. મે ખુર્મા લઈ લીધા. આ બનાવ મારાં'એક સાથી જોઈ રહ્યા હતા તેમણે બધાને જગાડી આ બનાવ કહી દીધો. અમો સૌએ તે ખાધા. તેવી મિઠાસ બીજા કશામાં મે માણી નથી.'

એજ રાત્રે મેં અને મારા સાથીઓએ એક સરખોજ ખ્વાબ જોયો. અમોએ જોયું કે નબી (સલ.) એક ભવ્ય જગ્યાએ બિરાજમાન છે. એક બાજુએ અમીરૂલમુમિનીન અબાબક્ર સિદ્દિક (રદિ) તેમની પછવાડે હઝરત ઉમર (રદિ.) હઝરત ઉસ્માન (રદિ.) અને હઝરત અલી (રદિ.) ઉભા છે.એવામાં એક ઓરત શણગાર સજાવી આકાએ નામદાર (સલ.) સમક્ષ હાજર કરવામાં આવી. સરદારે દોઆલમ (સલ.) એ મારા તરફ જોઈ કહ્યું કે અહમદ ! આનો સ્વીકાર કરો. મે શરમથી કહ્યું હુઝુર (સલ.) ! મારા પીરો મુર્શિદ (રહ.) એ પણ શાદી કરી ન હતી. સરદારે દો આલમ (સલ.) એ પોતાના મુબારક હાથની આંગળી હઝરત અલી (રદિ.) ઉભા હતા તે તરફ ચીંધી કહ્યું કે તમારા બાબુ આ રહ્યા. મે જોયું તો પીરો મુર્શિદ બાબા ઈસ્હાક (રહ.) ઉભા છે. બાબા ઈસ્હાક બોલ્યા કે હદિયાનો સ્વીકાર કરો હઝરત ફરમાવે છે કે ઓરતના રૂપમાં મને દુનિયા અર્પણ કરવામાં આવી એ પછી દુનિયા મારા ચરણોમાં હલવવા લાગી.

હઝરત શેખ એહમદનું જીવન વૃતાંત વાંચતા જણાય છે કે ચારેકોરથી હઝરતની ખાનકાહે જાણે ભેટ–સોગાદોનો વરસાદ વરસતો સાંજ સુધીમાં મહેમાનો, ફકીરો ગરીબો અને બેવાઓમાં તે બધુ જ વહેંચી દેવાનું છતાં બીજા દિવસે ખાનકાહમાં ચારેકોરથી ભેટ તોહફાઓ અને નજરાનાનો એટલો બધો પ્રવાહ વહેતો કે જાણે કશું વહેચ્યું જ ન હતું. ખાનકાહમાં આવનાર મહેમાન– મુસાફરોની એટલી બધી ભીડ રહેતી કે એક દિવસે હઝરતે પોતાના ખાદિમને ખર્ચનો હિસાબ પૂછતાં તે પોણા બે લાખ ટન્કા સુધી પહોંચ્યો હોવાનું જણાયું. મિલાદુન્નબી (સલ.) ના દિવસે હઝરત બે હજાર ટન્કા જેટલો ખર્ચ કરતા હતા. □ પોતાના પીરો મુર્શિદ તેમજ હઝરત અબ્દુલકાદિર જીલાની (રહ.) જેવા મહાન બુઝુર્ગોના ઉર્સના દિવસે ફાતિહા ખ્વાની પાછળ હજારો ટન્કા ખર્ચ થતો હતો. રાજ્ય તરફથી હઝરતને વાર્ષિક ત્રણ કરોડ ગુજરાતી ટન્કા એટલે અગીયાર લાખ રૂપિયા નજર થતા હતા. હઝરતનો નિયમ હતો કે અમીર કે ગરીબ સૌને કંઈને કાંઈ ભેટ–તોહફા જરૂર આપતા. હઝરત ફરમાવતા કે દરેક પોત પોતાના ભાગનું લઈ જાય છે. હું તો ફક્ત વહેંચનાર છું. આ સાંભળી મહેમૂદ ઈરજી બોલ્યા કે ગરીબ અને તવંગર આ દ્વારના સેવકો છે. જે વધારે માલદાર છે તે જ (આ દ્વારના) વધુ મોહતાજ છે.

આપે સમરકંદનો પ્રવાસ પણ ખેડ્યો હતો આપે ચિશ્ત ખાતે હઝરત મૌદૂદ ચિશ્તી (રહ.) હિરાત ખાતે શેખ શહાબુદ્દીન ખેલવાની (રહ.) અને ઓચખાતે સૈયદ રાજુ કત્તાલ બુખારી (રહ.) ને મળી રૂહાની ફૈઝ મેળવ્યો હતો.

૮૦૦ હિજરીમાં તૈમુરલંગે દિલ્હી ઉપર હુમલો કર્યો ત્યારે આપ દિલ્હીમાં જ હતા. એક ઐતિહાસીક નોંધ મુજબ તૈમુરના આક્રમણ અને

□. તોહફતુલ્મજાલિસની ઉર્દૂ આવૃત્તિની પ્રસ્તાવનામાં મૌલાના અબૂઝફર નદવી સાહેબે આ ખર્ચ લખ્યો છે.

દુશ્મન વિષે અગાઉ કશ્ફ આપને જાણ થઈ ગઈ હતી પોતાના અકીદતમંદો અને આલિમોને અગાઉથી જોનપુર તરફ રવાના કરી દીધા હતા. * તૈમુરે દિલ્હીમાં ઘણી તારાજી વર્સાવી. અસંખ્ય લોકો મરાયા, ઘણા હિજરત કરી ગયા. શહેર વેરાન બન્યું અનેક અમીર-ઉમરાવો અને ઉલ્માઓને કેદ પકડ્યા. જેમાં હઝરત શેખ અહમદ ગંજબક્ષ (રહ.) પણ હતા આપ જે ઓરડામાં કેદ હતા તે તરફ અમીરનો એક સ્નેહી આવ્યો. હઝરત શેખ અને બીજા કેદીઓના ચહેરા જોઈ તે આશ્ચર્ય પામ્યો. તેણે પૂછ્યુ કે બીજા ઓરડામાંના કેદીઓ ભૂખ, દુઃખ અને ચિંતાથી મરી રહ્યા છે જ્યારે તમો બધાં જાણે સુખમય જીવન જીવી રહ્યા છો. તેણે કહ્યુંકે અમારા ઓરડામાં કેદ એવા શેખ અહમદના સહવાસથી અમને અહી જેલ જેવું લાગતું નથી. તેમનો પવિત્ર સહવાસ અમારા માટે રહમત સમાન છે. શેખ અમને દરરોજ એક ગરમ ગરમ રોટલી જમવાને આપે છે. આ ગરમ રોટલીથી અમારું પેટ ભરાઈ જાય છે. પેલા તુર્કને ઘણી નવાઈ લાગી. તેણે અમીર તૈમુર સમક્ષ જઈ આ ઘટના વર્ણવી બીજા દિવસે હઝરતને દરબારમાં લઈ જવામાં આવ્યા. તૈમુરે પૂછ્યું કે બધા કેદીઓને ગરમ રોટલી જમાડો છો. એ સાચું છે ? હઝરતે ઉત્તર દીધો કે. "તેઓને જમાડનાર હું કોણ ? એ તો મહાન રઝઝાક ખુદાની દયા છે." અમીરે પૂછ્યુ કે તમો આવી રૂહાની શક્તિ ધરાવો છો તો પછી અમારા આક્રમણની તમને જાણ કેમ ન થઈ ? હઝરતે કહ્યું કે અમને પહેલાંથી જ આ બનાવ વિષે ઈલ્હામ થયો હતો. અમોએ શેખ સદરૂદ્દીન ઉર્ફે શેખ સદ્દુ (ફિરોજ શાહ તઘલખના સગા) * અને બીજાઓને અગાઉથી જ અહીંથી રવાના કરી દીધા છે. મને દિલ્હી છોડવાનો ઈલાહી હુકમ ન હોવાથી અત્યારે હું આપની સમક્ષ હાજર છું .તૈમુરલંગ ઘણોજ પ્રભાવિત થયો. આપને માનપૂર્વક મુક્ત કર્યા ઉપરાંત બીજાઓને પણ મુક્ત કરી દીધા.

---

*. અખ્બારુલઅખ્યાર ફી અસરારુલઅબરાર-શેખ અબ્દુલહક મોહદીસ દેહલ્વી (રહ.)
●. મીરક ખાને આપ (રહ.) નો મઝાર છે.

૮૦૨ હિજરીના રજબ માસમાં હઝરત શેખ એહમદ ગંજબક્ષ ગુજરાત ખાતે પધાર્યા. ઝરખાંન ઉર્ફે મુઝફ્ફરશાહ પહેલાના આગ્રહથી આપે સરખેજ ખાતે વસવાટ કર્યો.

ગુજરાતના સુલ્તાનો સાથે આપને ઘણા સારા સંબંધો હતા.ખાસ કરીને ગુજરાતના સુલ્તાન એહમદશાહ આપના ભારે આસ્થાળુ હતા. એહમદશાહે આપની આજ્ઞાથી અમદાવાદ શહેર વસાવ્યું તોહફતુંલ મજાલિસમાં છે કે હઝરત ખિઝર (અલૈ) એ અસરની નમાઝની સુન્નતો અને જમાઅત કદિ છૂટી ન હોય એવા ચાર એહમદોના હાથે શહેરનો પાયો નાંખવાની ગંજબક્ષ (રહ.) ને આજ્ઞાકરી આવા ચાર એહમદો તે વેળા હયાત હતા. એહમદશાહ, શેખ અહમદ ગંજબક્ષ (રહ.) કાઝીએહમદ અને મલિક એહમદ. આ ચાર અહમદોના મુબારક હાથે શહેરની પાયા વિધિ કરવામાં આવી. કહેવાય છે કે શહેરનો કોટ બંધાવાનો પ્રારંભ થયો ત્યારે દિવસે જે બાંધકામ થતું તે રાતે પડી જતું. સુલ્તાને આ વિસ્મયજનક બાબત શેખ ગંજબક્ષ (રહ.) ને કહી. શેખે મુરાકબાથી જાણ્યું કે આ કામ માણેકનાથ જોગીનું છે. તે પોતાના મંત્રો વડે કોટ પાડી નાંખે છે. જોગીને હાજર કરવામાં આવ્યો તેણે કહ્યું કે આ શહેરમાં મારૂ નામ પણ અમર રહેવું જોઈએ. પરિણામે તેના નામપરથી તેના પડાવનું નામ માણેકચોક રાખવામાં આવ્યું

હિ. સ. ૮૨૫માં અહમદશાહે માંડુગઢ અને એ પછી સારંગ પુર તરફ આક્રમણ કર્યું સુલ્તાન હોશંગ અને તેનું લશ્કર મચક આપતું ન હતું મોરચા પરથી સુલ્તાને હઝરત શેખને દુઆ કરવાની વિનંતી સાથે પૂછાવ્યું કે હાલના મામલા પરથી આપને શું લાગે છે ? અને કેટલા દિવસ સુધી અમારે આ મોરચે રહેવું પડશે ? હઝરતે લખી મોકલ્યું કે, "અલ્લાહ ચાહશે તો હિ. સ. ૮૨૮માં વિજય મેળવી રાજધાનીમાં પધારશો." એ પછી હઝરતની દુઆ મુજબ સુલ્તાન વિજયી બનીને પાછા ફર્યા. *

માંડુગઢ પરના આક્રમણને લગતો બીજો એક બનાવ અત્રે

નોંધપાત્ર છે. હઝરત શેખ મેહમૂદ દરજી (રહ.) એ હઝરત સમક્ષ આવી અરજ કરી કે લશ્કરના અફસર મલિક અબુલમઆલીના ત્યાંથી ઓસ્તો આવી છે. ગમગીની ભરી હાલતમાં અરજ કરે છે કે અબુલમઆલી મરાયા હોવાની અફવા આવી છે. તેમના હકમાં દુઆ કરો હઝરતે ફરમાવ્યુ કે માલિક બહુ વીરતાપૂર્વક માંડુગઢના કિલ્લાના ઘેરામાં પ્રવૃત્તછે. ખુદાથી તમો પણ તેમના કાર્યની ફતેહમંદીની દુઆ કરો. થોડક દિવસો પછી માલિક અબુલમઆલીના ઘરે કુશળતાનો પયગામ આવ્યો.

હઝરત શેખ એહમદ ગંજબક્ષ (રહ.), હઝરત કુત્બેઆલમ (રહ.) અને હઝરત શાહેઆલમ (રહ.) જેવા બુઝુર્ગોની સોહબતે એહમદ શાહના જીવન ઘડતરમાં મહત્વનો ભાગ ભજવ્યો હતો. એવું કહેવામાં આવે છે કે જ્યારથી તે પવિત્ર મહાપુરુષોના સમાગમમાં આવ્યો ત્યારથી મરણપર્યંત સુધી નમાઝ કઝા કરી ન હતી આપણે આગળ જોઈ ગયા તેમ એહમદશાહને હઝરત ગંજબક્ષ (રહ.) પ્રત્યે ભારે અકીદત હતી. એક રાતે હઝરતને હાજતે (શૌચે) જઈ આવ્યા પછી હાથ ધોવાની માટી સુલ્તાને આપી રાત ઘણી અંધારી હતી તેથી (પોતાના ખાદિમ સમજી) પૂછ્યું સલાહુદ્દીન છો ? સુલ્તાને કહ્યું કે ના એતો હું એહમદ (બાદશાહ) છું હઝરતે અરે ભાગ્યશાળી બાદશાહ ! કહી ઘણી દુઆઓ દીધી..□

એક વેળા એહમદશાહ બાદશાહ સખત બિમાર પડ્યા. સુલ્તાનની શર્મગાહ (ગુપ્ત ભાગ) ઉપર સોજા આવી ગયો હતો. અત્યંત પિડાથી તે અર્ધબેભાનાવસ્થામાં હતા. મલિક ઉસ્માન સરખેજીએ સુલ્તાન પથારીવશ હોવાના સમાચાર કહી દુઆ માટે રાજમહેલ પધારવાની હઝરતને વિનંતી કરી. હઝરતે શાહી મહેલ પધારી બે રકાત નમાઝ પઢી દુઆ માંગી. સુલ્તાનનો હાથ પકડી કહ્યું કે હે જાનેજાના ઉભા થાવ ! થોડીવાર પછી

*. મિરાતે સિકંદરી – સૈયદ સિકંદર બિન મહમદ મંઝૂ.
□. મિરાતે સિકંદરી.

સુલ્તાન ભાનમાં આવ્યાં અને તંદુરસ્ત થયા.

એહમદશાહના મૃત્યુ વેળાં હજરત શેખે સુલ્તાનના બંને હાથ ઉંચા કરાવી દુઆ માંગી કે અલ્લાહપાક તમારી તોબા કબૂલ ફરમાવે. △ સુલ્તાન એહમદશાહના પુત્ર સુલ્તાન મહમદશાહ ઝરબખ્શ પણ હજરત શેખ અહમદ ગંજબક્ષ (રહ.) ના અકીદતમંદ હતા.

હજરત શેખની વધતી જતી આટ–ઈજ્જત, શાહી માન–મરતબા અને દિન બદિન હજરતના દરબારે અકીદતમંદોની વધતી જતી ભીડ કેટલાકને ગમતી ન હતી. એકવેળા હજરત મકાનમાં બેઠા હતા, એવામાં એક માણસ હાથમાં છરો લઈ દરવાજો ઉઘાડી મકાનમાં ધસી આવ્યો, હજરતે ભારે અવાજે પૂછ્યું કે કોણ છે. ? હજરતના નૂરાની ચહેરા પર દ્રષ્ટિ પડતાં જ પ્રભાવિત થઈ ઉભો રહ્યો. એવામાં બીજા માણસો આવી ચઢ્યા અને તેને પકડી લીધો. ખાનગીમાં હજરતે આ કાવત્રાના ખરા યોજક વિષે જાણી લીધું પેલા માણસને માફી ઉપરાંત ભેટ–સોગાદ આપી વિદાય કર્યો.

હજરતની કરામતો અસંખ્ય છે કહેવાય છે કે હજરત શેખ "મિઠાઈ" અને શેખ અહમદ વચ્ચે સંબંધો સારા ન હતા. એક વેળા શેખ મિઠાઈના એક મુરીદ હજરત ગંજબક્ષ (રહ.) પાસે આવી કહ્યું કે સરખેજ છોડી ચાલ્યા જાવ. અમારા પીર આપને પસંદ કરતા નથી. ફરી એકવાર તે જ મુરીદ આવી કહ્યું કે અમારા પીર આપને બોલાવે છે. હજરત શેખ અહમદ ગંજબક્ષ (રહ.), કાઝી અબ્દુલ હઈ (રહ.) મૌ. શેખ મોહમદ કાસિમ, શેખ મહેમૂદ ઈરજી અને શેખ સલાહુદ્દીન વગેરેને સાથે લઈ શેખ મિઠાઈ પાસે પહોંચ્યા ત્યાં જઈ જોયું તો લાકડાનો મોટો ઢગલો સળગી રહ્યો છે. હજરત શેખ મિઠાઈએ હજરત ગંજબક્ષને કહ્યું કે આપણે બંને પોત–પોતાનો એક અકીદતમંદ આ ભડકે બળતી આગમાં મોકલીએ જેનો માણસ આગમાં સલામત બહાર નીકળે તે જ આ પરગણાનો બુઝુર્ગ ગણાશે. જે કોઈ આ

△ મરકઝુલ્લુસુલ ઈલલ્લાહ વર્સૂલ મૌલાના મોહમદ કાસિમ

કસોટીમાં હારે તે સરખેજ છોડી અન્ય જગાએ જઈ વસે. ગંજબક્ષ (રહ.) એ કહ્યું કે આ કામ ફકીરોનું નથી. દરેક પોતપોતાની રીતે આ ભૂમિ પર રહી લોક સુધારણાનું કામ કરે, આમ છતાં શેખ મિઠાઈ માન્યા નહી. પોતાના ખાદિમ અબ્દુલ્લાહને બળતી આગમાં જવા હુકમ કર્યો. છેવટે તે બળી મર્યા. આ પછી શેખ ગંજબક્ષ (રહ.) એ મલિક નિઝામુલ્મુલ્કના ભાણ્યા. મલિક જહજુને એક દુઆ બતાવી તે પઢતા પઢતા આગમાં જઈ પાછા આવવા હુકમ કર્યો. પરિણામે તે આગમાં કુદ્યા અને સહીસલામત પાછા ફર્યા. શેખ મિઠાઈ ઘણાજ શરમિંદા બન્યા. તેઓ સરખેજ છોડી ધોળકા જઈ વસ્યા. જ્યાં તેમનાથી ઘણા લોકો ફૈઝયાબ થયા. આપની કબર પણ શરખેજમાં જ છે.

એકવેળા એક મલિક પુત્રે સેવામાં આવી અરજ કરી કે મારા ત્યાં ઘેર માટીની ખોટ છે. આપે મુરાકબો કરી ફરમાવ્યું કે, "અલ્લાહ આપનાર છે." એ પછી સામે પડેલું દાડમ તેને આપ્યું. શેખ ઈરજી (રહ.) એ તે યુવાનને બહાર બોલાવી કહ્યું કે પુત્ર આવશે એવા શબ્દો મેં હઝરતની જીભેથી સાંભળ્યા નથી. શેખ ઈરજીએ કહ્યું કે અમારો અનુભવ છે કે જેને શેખે કહ્યું કે "અલ્લાહ આપનાર છે." તેના ત્યાં સંતાન થયું જ છે. આ સાંભળી તે યુવાન હર્ષિત થઈ ચાલ્યો ગયો. થોડા સમયે તેના ત્યાં પુત્ર અવતર્યો.

ખ્વાજા કુત્બુદ્દીન હઝરતની ખાનકાહે નિયમિત આવનારાઓમાં હતા. તે ખાનકાહમાં મોટાભાગે લખવાનું કામ કરતાં હઝરતના પત્રો ખાસ કરીને તે લખતા. એક વેળા કુત્બદ્દીનના કુટુંબીજને હઝરતને અરજ કરી કે કુત્બુદ્દીન માંદા છે એથી અહી આવી શકે તેમ નથી તેમણે દુઆ કરવા કહેવડાવ્યુ છે. હઝરતે આવનારને આ અશઆર લખાવી કહ્યુ કે કુત્બુદ્દીનને વંચાવજો.

મન એ સબા ચે રફતન બ કૂએ દોસ્ત ન દારમ
તૂ મીરવી બસલામત સલામે મન બરસાન

અર્થ :– હે બાદે સબા ! અફસોસ કે હું દોસ્ત (મહેબુબ) ની ગલીમાં નથી જઇ સક્તો. તૂ સલામતિથી જઇ રહ્યો છે મારા સલામ પહોંચાડજે. પેલા માણસે આ ચિઠ્ઠી કુત્બુદ્દીનને વંચાવી તેણે ચિઠ્ઠી આંખે વળગાડી કહ્યું કે ખુદાનો શુક્ર છે કે હઝરતની જીભેથી હું સલામતિથી જઇ રહ્યો હોવાના શબ્દો નીકળ્યા હવે હું ઇમાનની સલામતિ સાથે અહીંથી જઇ રહ્યો છું હવે મને કાંઇ ચિંતા નથી થોડા દિવસે કુત્બુદ્દીન વફાત પામ્યા.

હઝરત શેખ એહમદ ગંજબક્ષ (રહ.) ભારે રિયાઝત તપસ્યા કરતા હતા.ઇબાદત માટે રાત્રિને ત્રણ ભાગમાં ફાળવી નાંખી હતી મોટા ભાગે બાર રકાત તહજજુદમાં અદા કરતા. રાત દિવસ માં અસંખ્ય નફિલો અદા કરતા હતા. કેટલીક વાર પગમાં સોજા આવી જતા. નમાઝમાં વધુવાર બેસવાથી પગમાંનું લોહી સુકાઇ ચામડી કાળી પડી ગઇ હતી. અલ્લાહના ઝિક્રથી જીભ સદા તર રહેતી. એક રાત્રે શેખ શમ્સુદ્દીન મહંમદ મગરિબી (રહ.) એ ખ્વાબ જોયો કે હઝરત મુસ્તુફા (સલ.) મદીના ખાતે હરમ શરીફમાં બિરાજમાન છે. આજુબાજુ અંબિયા અને અવલિયા બેઠેલા છે. એવામાં અચાનક શેખ આરિફ બિલ્લાહ કુત્બુલઅવલિયા શેખ શહાબુદ્દીનો દુન્યા એહમદ ગંજબક્ષ ખટ્ટુ (રહ.) પધાર્યા. રસુલુલ્લાહ (સલ) ઉભા થઇ ગયા આપને ગોદમાં લઇ આંખો પર બોસા દઇ બાજુ પર બેસાડ્યા. અબૂ અબ્દુલ્લાહ મહંમદ મગરિબી (રહ.) એ પૂછ્યું કે યા રસૂલલ્લાહ (સલ.) ! શેખ અહમદ આટલા મોટા દરજ્જે કઇ રીતે પહોંચ્યા? રસૂલલ્લાહ (સલ.) એ ફરમાવ્યું કે દુરૂદ શરીફના સતત ઝિક્ર વડે. વળી જન્નતમાં શેખ અહમદ અમારા સાથી છે. *

શેખ અકરમ નોંધે છે કે અમો ઇબાદત માટેના જાગરણમાં હઝરતથી કદિ પણ આગળ વધી શક્તા ન હતા એક વેળા હું મસ્જીદમાં સૌથી પ્રથમ પહોંચવાના ઇરાદે ગયો. જઇ જોયું તો હઝરત શેખ ઝાડુ મારી રહ્યા છે.

* – તોહફતુલમજાલિસ

વૃદ્ધાવસ્થામાં આપે ૫૦૦ દાણાની તસબીહ બનાવડાવી હતી મોટા ભાગે અલ્લાહનો ઝિક્ર સિજદામાં પડી કરતા સમય વેડફતા ન હતા કુર્આનની તિલાવત નફિલ અને ઝિક્રમાં જ વખત ગાળતા મજલિસ માં દુનિયાદારી ની વાત ભાગ્યે જ નીકળતી મોટા ભાગે રોઝદાર રહેતા ઈસ્લામી વર્ષના પહેલા અને છેલ્લા દિવસે ખાસ રોઝા રાખતા મોટા ભાગે નફીલ રોઝા રાખતા. આપ ઘણી વેળા અલ્લાહના ડરથી ચોધાર આંસુએ રડી પડતા કુર્આને શરીફમાંની અઝાબની આયાતો સાંભળતા ત્યારે એટલું બધું રડતા કે હીચકી બંધાઈ જતી મલિક શેખ મહેમૂદ કહે છે કે એક વેળા હુ બહાર ઉભો હતો. એવામાં ખાદિમ બર આમદે આવી કહ્યું કે હઝરત બોલાવે છે. જઈ જોયું તો હઝરત ધ્રુસકે ધ્રુસકે રડી રહ્યા હતા. થોડીવારે મારા તરફ જોઈ બે અશ્આર પઢ્યા તેનો અર્થ આ પ્રમાણે હતો "હું નથી મર્દ કે નથી ઓરત, હું મને કોનામાંથી સમજું ? અફસોસ, અફસોસ ! જો તે મને મહેરબાનીથી બોલાવશે તો ખુશી ખુશી જઈશ અને તેનો ગઝબ નાઝિલ થયો તો અફસોસ" આમ કહી ફરીથી રડ્યા.

હઝરતની ઈલ્મી લાયકાત ઘણી હતી. ગુજરાતમાં જ નહી પરંતુ પરદેશમાં હઝરતની વિદ્વતાના ગુણ ગવાતા હતા. દુર્ભાગ્યે તવારીખકારોએ આપની આ લાયકાતની નહિવત જ નોંધ લીધી છે. આ અંગે દુ:ખ વ્યક્ત કરતાં "યાદેઅય્યામ" ના કર્તા મૌલાના હકીમ સૈયદ અબ્દુલહઈ લખે છે કે:-

"શેખ એહમદ ખટ્ટુ વિદ્વતાના શિરોમણી અને ગુજરાત માટે ગર્વ સમાન હતા. તેમનાથી એક નહી અનેક કરામતો પ્રગટ થઈ છે. ઈતિહાસકારોએ ઘણા જુસ્સા સહિત તે નોંધી છે, પરંતુ તેઓ આપના તબ્લીગી મિશન. ગુજરાત વાસીઓમાં પહોંચાડેલ ઈસ્લામની રોશની અને આપની વિદ્વતા વગેરે વિષે ચૂપ છે, આ બુઝુર્ગ સમરકન્દ પહોંચ્યા ત્યારે ઉસૂલે ફિકહના એક મસલા પર ઉલ્માઓ ભેગા મળી ચર્ચા કરી રહ્યા હતા. કોઈ ઉકેલ આવતો ન હતો. છેવટે હઝરતે ત્યાં તકરીર કરી ઉકેલ આણ્યો. મજલિસમાં કોલાહલ મચી ગયો. આપને આગ્રહપૂર્વક ઉચ્ચ સ્થાને બેસાડવામાં આવ્યા. પરંતુ આજ બુઝુર્ગ વિષે અવલિયાએ કિરામના પ્રસંગો ચૂપ છે."

એક વેળા હઝરત ગંજબક્ષ (રહ) ને અમીર તૈમુરના દરબારમાં સાહેબે કિદાયાના પુત્ર શેખ અબ્દુલઅવ્વલ સાથે ઈલ્મી ચર્ચા કરવાનો પ્રસંગ સાંપડ્યો, આપની વિદ્વતાથી અમીર તેમજ શેખ અબ્દુલ્લાહ ઘણાજ પ્રભાવિત થયા બાદશાહને કહ્યું કે આવા ઘણા ઓછા આલિમો મે જોયા છે. મનતખિબુત્તારીખ નોંધે છે કે અમીર તૈમુરે દિલ્હી સર કર્યું ત્યારે ઘણા બળવાખોર લોકોને કેદ કર્યા શેખ સાહેબે તૈમુર ના દરબારમાં વિદ્વાનો સાથે ચર્ચા કરી તૈમુરને પ્રભાવિત કરી કેદીઓને મુક્તિ અપાવી, આ વિષે બદૌની લખે છે કે તેમણે દેશની આ એક મોટી સેવા બજાવી હતી. એક વેળા સમરકંદની એક મસ્જીદમાં ગયા. ત્યા એક આલિમ દર્સ આપી રહ્યા હતા. એક તાલિબેઈલ્મ "હિસામી" સંભળાવી રહ્યા હતા તેમણે એક અઅરાબમાં ભૂલ કરી હઝરતે તે ભૂલ સુધારી, પેલા આલિમ આપથી ઘણાજ પ્રભાવિત થયા કેટલીક ઈલ્મી ચર્ચાઓ કરવાથી તેમને સમજાયુ કે હઝરત ઈલ્મના ભંડાર સમા છે. તેમણે પૂછ્યુ કે આટલો બધો ઈલ્મ ધરાવતા હોવા છતા આવા સાદા વસ્ત્રો અને ફકીરી ટોપી કેમ ધારણ કરી છે. ? હઝરતે કહ્યું કે "ઘમંડ ન આવે તે માટે"

હઝરત અરબી ફારસી ઉપરાંત તે સમયની હિંદી અને ગુજરાતી ભાષાથી પણ પરિચિત હતા. હિંદી અને ગુર્જર ભાષામાં આપના કેટલાંક દોહ. અને કેહ્યડા જોવા મળે છે. હઝરતને ગદ્યપદ્ય ઉપર સારો કાબૂ હતો. કુર્આન તફસીર, હદીસ, ફિકહ ઉપરાંત સંગીતશાસ્ત્ર, કુસ્તી અને તીરન્દાઝીમાં નિપૂણ હતા. સૂફીવાદના મેદાનના શેર ગણાતા હતા.

હઝરતે પોતાના મગરિબિયા સિલ્સિલાના બુઝુર્ગો સંબધી "રિસાલા અહમદિયા ફી મનાકિબુલ્મશાઈખ અલમગરિબિયા" નામક પુસ્તક લખ્યુ છે. *સુલ્તાન એહમદશાહને આ પુસ્તક અર્પણ કરવામાં આવ્યું હતું. તેની શરહ અબ્દુલહમિદ ઈસ્માઈલ બિન ઈબ્રાહીમ (રહ.) નામના એક આલિમે લખી

*. આ કિતાબ પીરમોહંમદ શાહ લાયબ્રેરીમાં છે.

હતી. આ કિતાબના અંત ભાગમાં હઝરતના એક ખલીફા સદરૂદ્દીનનું એક પ્રશસ્તિ કાવ્ય પણ છે. આ પુસ્તકમાંના કેટલાંક અવતરણો કિતાબોમાં જોવા મળે છે. આ કિતાબમાં હઝરતે પોતાનો એક ખ્વાબ નોંધ્યો છે. હઝરત કહે છે. એક વેળા મને હઝરતે અબ્દુલકાદિર જીલાની (રહ.) ખ્વાબમાં આવ્યા. આપે પોતાની પાઘડીના એક તરફના છેડાનો ભાગ મારા શિરે બાંધ્યો. હઝરત પોતાની મજલિસમાં ઘણી વેળા આ ખ્વાબ વર્ણવી અત્યંત ખુશ થતા હતા.

હઝરત શેખ મેહમૂદ ઈરજી (રહ.) હઝરત શેખ સલાહુદ્દીન (રહ.) અને શેખ મહમદ કાસિમ (રહ.) આપથી જ તર્બિયત પામ્યા હતા. ઉપરાંત સૈયિદ અબ્દુલ્લાહ બિન મેહમૂદ બુખારી (રહ.) અને સૈયદ મહમદ બિન અબ્દુલ્લાહ (રહ.) એ પણ આપથી ફૈઝ મેળવ્યો હતો.

હઝરત કુત્બેઆલમ બુખારી (રહ.) અને હઝરત શાહેઆલમ (રહ.) એ પણ આપ હઝરતથી મગરિબિયા સિલસિલાની ખિલાફત મેળવી ફૈઝ મેળવ્યો હતો. શાહ વજીહુદ્દીન (રહ.) ના પૂર્વજ હઝરત કાઝી ઈમાદુદ્દીન (રહ.) એ અને હ. સૈયદ અલાઉદ્દીન બિન મુઈનુદ્દીન બિન હ. બહાઉદ્દીન (રહ.) એ પણ આપથી ફૈઝ મેળવ્યો હતો.

હઝરત ગંજબક્ષ (રહ.) ની વફાત ૧૧૧ વર્ષની ઉંમરે ઈ.સ. ૧૪૪૬ હિજરી ૮૪૯ની ૧૩મી શવ્વાલ જુમેરાતના દિવસે ઝવાલ પહેલાં થઈ. આપ (રહ.) સરખેજમાં જ દફન થયા. જનાઝાની નમાઝ સુલ્તાન મહમદશાહ બિન અહમદશાહના આગ્રહથી તે વેળાના સરખેજની જુમા મસ્જીદના પેશ ઈમામ મૌલાના શેખ મહમદ કાસિમ (રહ.) એ પઢાવી કબર મુબારકમાં શેખ મેહમૂદ ઈરજી (રહ.) ઉતર્યા અને દફન વિધિ કરવામાં આવી. ઈન્નાલિલ્લાહિ વઈન્ના ઈલયહિ રાજેઊન.

આપ (રહ.) નો રોજો ઈ. સ. ૧૪૪૬ માં ગુજરાતના સુલ્તાન

• ધ્યાને એયામ મૌ. સૈયદ હકીમ અબ્દુલહઈ.

મહમદશાહે બંધાવવો શરૂ કર્યો અને ઇ. સ. ૧૪૫૧ માં ગુજરાતના સુલ્તાન કુત્બુદ્દીનના સમયમાં પુરો થયો. આ રોજો ગુજરાતના રોજાઓમાં સૌથી મોટો ગણાય છે. ૧૦૪ ફૂટ ચોરસ ઉપર એ બાંધેલો છે વચલા ઘૂમટનું જે ચોરસ પડ છે.તેની હારમાં ચારે બાજુએ છેક ભીંત સુધી થાંભલાની બેવડી હાર કરેલી છે, રોજાની બહારની અને અંદરની ભીંતોમાં સુંદર ભૌમિતિક આકૃતિઓ દોરેલી છે. એમાં પૂર્વ તરફની બે જાળીઓ લાલદરવાજાની સુપ્રસિદ્ધ સીદીસઇદની મસ્જીદની જાળી જેવી જ છે.

## હઝરત શેખ મહમૂદ ઇરજી ઉર્ફે શેખપીર (રહ.)

આપ હઝરત શેખ એહમદ ગંજબક્ષ ખટુ (રહ.) ના ખાસ માનીતા, અકીદતમંદ અને મુરીદ હતા.

ઇરજ (ઇરાન) આપની જન્મભૂમિ હોવાથી 'ઇરજી' નામે ઓળખાય છે. આપ પીરો મુર્શિદની શોધ અને હજ્જેબયતુલ્લાહ ના પાક ઇરાદે કેટલાક કવ્વાલો અને સાથીઓ સાથે ઇરજથી ફરતા ફરતા અમદાવાદમાં પધાર્યા. આપ અત્રે કાલુપુર ભંડેરી પોળમાં રોકાયા. ત્યાંથી હઝરત શેખ એહમદ ગંજબક્ષ (રહ.) ની મુલાકાતે સરખેજ ગયા. આ પ્રથમ મુલાકાતનું વર્ણન આપે પોતાના પુસ્તક "તોહફતુલ્મજાલિસ " માં કર્યું છે. હઝરત ઇરજી (રહ.) વર્ણવે છે કે :–

.... સવારે હઝરત શેખની મુલાકાત અર્થે સરખેજ પહોંચ્યો, ખાનકાહના દરવાજે અંદર જવાની પરવાનગી મેળવવા ઉભો હતો એવામાં થોડીવારે બરઆમદ ખાદિમે બહાર આવી કહ્યું કે મહમુદને શેખ અહમદ બોલાવે છે. મેં વિસ્મયતાથી કહ્યું કે હું તો મુસાફર છું.વળી અમને એક બીજાનો પરિચય નથી. બીજા કોઇ મહમુદ ને બોલાવતા હશે ખાદિમે અંદર જઇ ફરીથી બહાર આવી કહ્યું કે ઇરજ વાસી મેહમૂદ ને અંદર આવવાનો

આદેશ મળ્યો છે. જો આપ એજ હોવ તો અંદર પધારો. આજ વેળા મારા હૃદયમાં હઝરત પ્રત્યેની આસ્થા વધી ગઇ. હેબતથી ધ્રુજતો હું હઝરત સમક્ષ જઇ ઉભો રહ્યો. હઝરતે મને આવકારી પાસે બેસાડ્યો મારા આગમનથી હઝરત ઘણા ખુશ થયા. થોડીવારે જમણ હાજર થયું.ઘણા આદર સહિત મને જમવા બેસાડ્યો સેવક ધીમે ધીમે જમવા માંડ્યો. હઝરતે ફરમાવ્યું કે જમવામાં સંકોચ રાખો નહી તસવ્વુફ એ તકલ્લુફ છોડવાનુ નામ છે. સેવકે અદબ સહિત અરજ કરી કે હઝરત મુસા (અલૈ) કોહેતુર પર અલ્લાહ તઆલા સાથે વાતે વળગ્યા અલ્લાહ પાકે પૂછ્યું કે હે મૂસા તમારા હાથમાં શું છે. ? મૂસા ના હાથમાં લાઠી હતી. પરંતુ ટૂંકમાં જવાબ આપવાના બદલે આપે જવાબ આપ્યો કે આ લાઠી વડે હું મારા ઘેટાબકરા માટે ઝાડ ઉપરથી પાંદડા પાડુ છું. તેના ટેકા વડે ઉભો રહું છું..........મુસા નો આશય આમ કહી અલ્લાહ તઆલા સાથે વધુ વાત ચીત કરવાનો હતો એજ રીતે મુજ સેવકનો આશય પણ આમ ધીમે ધીમે જમી વધુ વાર હઝરતની કૃપા ભરી દ્રષ્ટિ મારા પર પડતી રહે એવો છે." હઝરતે ઘણા પ્રેમ પૂર્વક ફરમાવ્યું કે ખુદા ચાહશે તો અમારો સહવાસ લાંબા વખત સુધી પામશો.

હઝરત મહમૂદ ઇરજી (રહ.) મોસાળ તરફથી હઝરત મૌલાના ઝકરિયા મુલ્તાની (રહ.) ના સગા થતા હતા. એક વેળા હઝરત ગંજબક્ષ (રહ.) એ આપને ફરમાવ્યું કે ....... હા ખુન્દમીર (ઝકરિયા મુલ્તાની) કામિલ વલી હતા, તમો પણ તેમની ઔલાદમાંથી છો. તર્બિયત અને હિદાયત તમને તેમના તરફથી વારસામાં મળેલી છે. સદા સત્ય તરફ કૂચ કદમ કરતા રહો. અલ્લાહની તૌફીક તમારી સાથે છે. "

હઝરત ગંજબક્ષ (રહ.) ને હઝરત ઇરજી (રહ.) સાથે અપ્રતિમ મુહબ્બત હતી. એક વેળા કહ્યું કે તમને નજરો આગળથી અળગા કરવાને બદલે દિલ માનતુ નથી આમ કહી અશઆર પઢ્યા જેનો અર્થ આમ છે.

:– "તમો જાવ છો તો ખરા પરંતુ અમારી સબર-ધીરજ પણ સાથે લઇ જઇ રહ્યા છો. તમો લાંબાં સમય સુધી (અમારી પાસે) બેસી રહેતા હતા અને હવે તમારો વર્તાવ એવો છે કે અહીંથી જઇ રહ્યા છો."

હઝરતે આપને જુમાના પવિત્ર દિવસે પહેરતા હતા તે પોષાક પાઘડી મુસલ્લો અને કેટલાંક તબર્રુકાત આપ્યા હતા.

એક વેળા હઝરત શેખ કમાલ કિરમાનીએ હઝરત શેખ મેહમૂદ ઇરજી (રહ.) પાસે આવી અરજ કરી કે હું ઇબાદતે ઇલાહીમાં પ્રવૃત હતો એવામાં મને સંકેત થયો કે મહમૂદ ઇરજી પાસે જઇ દુઆ માટે વિનંતી કરો. પરિણામે હું આપ પાસે આવ્યો છું હઝરત મહમૂદ ઇરજી (રહ.) એ હાથ ઉઠાવી આપને ઘણી દુઆઓ દીધી. જ્યારે પીરો મુર્શિદ ગંજબક્ષ (રહ.) એ આ બનાવ સાંભળ્યો ત્યારે ઘણાજ ખુશ થયા અને ફરમાવ્યું કે કિરમાની જેવા કામિલ શખ્સને મેહમૂદની દુઆ લેવા માટે જવાનો હુકમ મળે એ અમારા જેવા માટે ગર્વની વાત છે. ખુદા સામે મારી અરજ છે-તે અમને બંનેને (ક્યામતના દિવસે) એક સાથે પોતાના દિદારથી નવાઝે.

. હઝરત શેખ મહમૂદ ઇરજી ગદ્ય તેમજ પદ્ય ઉપર સારૂ પ્રભુત્વ કાબુ ધરાવતા હતા. સંખ્યાબંધ કાવ્ય રચનાઓ આપે લખેલ પુસ્તક તોહફતુલમજાલિસમાં □ જોવા મળે છે. આપનું વલણ તસવ્વુફ તરફ વધુ હોવાથી અન્ય બાબતો કાવ્યમાં જોવા મળતી નથી. હિન્દી પણ સારી પેઠે જાણતા હતા. કેટલાંક દોહા પણ આપની કિતાબોમાં જોવા મળે. છે. પોતે એક અચ્છા વિદ્વાન હોવાથી દીવાન તેમજ બીજા ગ્રંથો રચ્યા હશે આપણે એવું અનુમાન કરી શકીએ. કાળસંજોગે તે કાયમ રહ્યા નથી. તોહફતુલમજાલિસ આપનું પ્રખ્યાત પુસ્તક છે. જેમાં પીરો મુર્શિદ હઝરત શેખ અહમદ ગંજબક્ષ (રહ.) ની મજલિસો ક્રમબદ્ધ કરી છે. આ કિતાબનું ઉર્દુ ભાષાંતર

□– આ પુસ્તકમાં શેખ ઇરજીએ પોતાના પીરો મુર્શિદ ગંજબક્ષ (રહ.) ની મજલિસ ક્રમબધ્ધ કરી છે.

મૌલાના સૈયદ અબૂઝફર નદ્વીએ કર્યુ છે. જેને મઆરિફ પ્રેસ આઝમગઢે પુસ્તકના રૂપમાં ૧૯૩૯ માં પ્રસિદ્ધ કર્યુ હતુ.

પોતાના પીરો મુર્શિદ ગંજબક્ષ (રહ) ની વફાત પછી આપે પોતાનો ફૈઝ કાલુપુરમાં જ રહી પહોંચાડ્યો હતો. આપ સાહબે કરામાત બુઝુર્ગ હતા. મગરિબિયા સિલસિલાનો ફૈઝ પહોંચાડવામાં આપનો ફાળો અમૂલ્ય છે.

આપ (રહ.) ને ઘણા પુત્રો હતા. જેમાંથી સૌથી મોટા પુત્રનું નામ મહમદ અને બીજા પુત્રનુ નામ ઈસ્માઈલ હતું તોહફતુલ્મજાલિસ વાંચતા જણાય છે કે એ નામ ગંજબક્ષ (રહ.) એ પાડ્યા હતા તવારીખે આપના જન્મ તેમ મરણનું વર્ષ નોંધ્યું નથી. ૧૦મી રજબે ઉર્સ થાય છે, કાલુપુર બલૂચાવાડમાં મસ્જીદમાં આપનો મઝાર છે. શેખ પીરના મઝાર તરીકે ઓળખાય છે.

અહમદાબાદમાં એક બે પોળના નામ આપના નામ ઉપરથી પ્રચલિત છે.

☆ ☆ ☆

# મખ્દુમ શેખ સલાહુદ્દીન (કુદ.)

હઝરત ગંજબક્ષ સરખેજી (રહ.)ના દત્તક પુત્ર હતા. જન્મ ૨૪ હિજરીમાં અફઘાનિસ્તાનમાંની સરહદમાના ફરવહ શહેર પાસેના 'લાશ' ગામમાં થયો હતો. આપનુ કુટુંબ હિન્દુ હતુ. કુટુંબના ઈસ્લામ અંગીકારની વાત આશ્ચર્ય પમાડે તેવી છે. એક દિવસ હઝરત શેખ ગંજબક્ષ (રહ.)ના એક અકીદત મંદ અબ્દુલ્લાતીફ સિદ્દીકીએ હઝરતને આવી અરજી કરી કે "તુકાજી" નામે એક હિન્દુભાઈ મને વારંવાર કહે છે. કે મારે હઝરતની સેવામાં આવી મુસલમાન થવુ છે. જો આપની રજા હોય તો તેને લઈ આવું. એ પછી તુકાજી હઝરત પાસે જઈ મુસલમાન થયા. હઝરતે તેમનુ

નામ તાલિબ (શોધક) રાખ્યું થોડા દિવસ પછી તેમના ભાઈ માલાજી પણ મુસલમાન થયા તેમનું નામ નેકબખ્ત રાખ્યું. એક દિવસ નેકબખ્તને હઝરતે કહ્યું હજુ અમારો પુત્ર આવ્યો નથી, શેખ તાલિબ અને નેકબખ્ત ઉપરાંત હઝરત પાસે હાજર એવા બીજા ખાદિમો આશ્ચર્ય પામ્યા નેકબખ્તે કહ્યું કે મારા ભાઈ શેખ તાલિબને બે પત્નિઓ છે. તેમાંથી એકને જે પુત્ર અવતરશે તે અમારો પુત્ર છે તે અમને સોંપજો શેખ તાલિબે કહ્યું મારી એક પત્નિ સગર્ભા (હામેલા) છે. દુઆ કરો કે તેમના ત્યાં પુત્ર અવતરે.

શેખ તાલિબના ત્યાં બાળકનો જન્મ થયો. તેને હઝરત પાસે લાવવામાં આવ્યો. હઝરતે બાળકને હાથમાં લઈ કહ્યું કે મને જે બાળક (ગેબી રીતે) બતાવવામાં આવેલ હતો તે આજ છે. હઝરતે ઘણી દુઆઓ દીધી. આ બાળકનું નામ સલાહુદ્દીન પાડવામાં આવ્યું. થોડા દિવસ પછી સલાહુદ્દીનના માતા પિતા મરણ પામ્યા હઝરતે સલાહુદ્દીનને પોતાના પુત્ર તરીકે ઉછેર કર્યો આપ સલાહુદ્દીન પ્રત્યે ઘણી મમતા ધરાવતા હતા.

એક દિવસે સલાહુદ્દીને કહ્યું કે તમો નાના હતા ત્યારે મારા પેટ ઉપર બેસી તોફાન કરતા હતા ત્યારે પાસે પડેલી આગમાં બળી જતા મે તમને બચાવ્યા હતા. સલાહુદ્દીને કહ્યું કે હઝરત ! આપે મને દોઝખની આગથી પણ (મુસલમાન બનાવી) બચાવ્યો છે. હઝરતે વ્હાલથી કહ્યું કે સાચી વાત છે. જે કોઈ મારા સલાહુદ્દીન સાથે પ્રેમ ભર્યો વર્તાવ રાખશે તેનેય અલ્લાહ પાક દોઝખની આગથી પનાહ આપશે. એ પછી આપે ઘણી દુઆઓ દીધી હઝરત કહેતા કે સલાહુદ્દીને અમારી જે ખિદમત અંજામ આપી છે એવી ખિદમત કોઈ બજાવી શકે નહી.

સલાહુદ્દીનનું હઝરત પાસે ઘણું માન હતું હઝરત તેમની વાત કે માંગ નકારતા નહી. કોઈને હઝરત પાસેથી કાંઈ કામ કરાવવું હોય તો તે સલાહુદ્દીન મારફતે કરાવતા.

વફાત વેળા હઝરતે પોતાની પવિત્ર પાઘડી સલાહુદ્દીનના શિરે બાંધી. ઘણી દુઆઓ દીધી. હઝરતે કહ્યું કે મારી વફાત પછી ખાનકાહનું

કામ સલાહુદ્દીન સંભાળશે. સુલ્તાન મહમદશાહે અરજ કરી કે હઝરત ! સલાહુદ્દીન પોતાની કાચી ઉમરના કારણે એ કામ સંતોષકારક રીતે અંજામ આપી શકશે નહી. આથી તે કામ કાઝી અબ્દુલહઈને સોંપવું જોઇએ. હઝરતે કહ્યું કે તેમને કાચી ઉમરના ન સમજો. બાતિની રૂએ આપ ઘણા મહાન છે. અમોએ અમારો બધો ફૈઝ સલાહુદ્દીન ને અર્પણ કર્યો છે. બંદાની કશી વિસાત નથી. ખુદાજ સર્વસ્વ કરનાર છે.

સલાહુદ્દીન (રહ.)એ પ્રાથમિક તથા ઉચ્ચ દીની તાલીમ હઝરતની ખાનકાહમાંજ મેળવી હતી. આપની વફાતની સાલ જાણવા મળતી નથી હઝરત વફાત પામ્યા તે વર્ષે સલાહુદ્દીન (રહ.)ની ઉમર ૨૫ વર્ષની હતી. ૨૨ મી રબીઉલ અવ્વલે આપનો ઉર્સ થાય છે. કબર મુબારક હઝરતના મઝાર પવેશદ્વાર પાસે જ છે.

## હઝ.મો. શેખ અબૂલ કાસીમ (કદ.)

હઝરત શેખ અહમદ ગંજબક્ષ (રહ.)ના ખાસ અકીદતમંદો માંથી હતા. સરખેજની જુમ્મા મસ્જીદના મુખ્ય ખતીબ હતા. જન્મ હિજરી ૭૯૯માં ખટ્ટૂ ખાતે થયો. પિતાજીનું નામ જાણ વામળતું નથી. નાનાજી મલિક ખુર્રમ ડીડવાણાના પ્રખ્યાત કાઝી ખાનદાનમાંથી હતા. પ્રાથમિક દીની તાલીમ વતનમાં મેળવી, ઉચ્ચ દીની તાલીમ સૈયદ મેહમૂદ રૂકનુદ્દીન અને શેખ બઢ પાસેથી મેળવી અમીર તેમુરના આક્રમણ વેળા આપ "ખટ્ટૂ" ત્યાગી નાગોર જઇ વસ્યા. હિ. સ. ૮૦૨ માં સુલ્તાન મુઝફ્ફરે નાગોર ઉપર હુમલો કર્યો ત્યારે પોતાના ઉસ્તાદ શેખ બઢ સાથે ગુજરાત ખાતે હિજરત કરી સરખેજ પધાર્યા

મૌલાનાનો ફારસી ઉપરાંત અરબી ભાષા ઉપર પણ સારો કાબુ હતો. કુર્આને શરીફ, તફસીર, ફિક્હ વગેરેનું ગાઢ જ્ઞાન હતું. આથી જ આપની

જુમ્મા મસ્જીદના પેશ ઈમામ તરીકે નિયુક્તિ કરવામાં આવી, આપે એકધારી ૩૦ વરસ સુધી ઈમામતની સેવા બજાવી. આપને શેખ ગંજબક્ષ (રહ.) સાથે ભારે આસ્થા હતી. શેખને પણ આપ પ્રત્યે ઘણું વહાલ હતું શેખ આપને મુલ્લાં કહીને સંબોધતા હતા. મૌલાના પોતે ફરમાવે છે કે "હઝરત મને મુલ્લાં કહીને સંબોધતા હતા હઝરતનું આ સંબોધન મને ઘણું જ પસંદ હતું હઝરતે મને હિજરી ૮૯૦ના શાબાન માસમાં મુરીદ બનાવ્યો. મને પોતાની પવિત્ર ટોપી અર્પણ કરી.મારા હાથમાં હાથ નાખી ઉપદેશ દીધો કે હલાલ –હરામ વિષે તો (તમો આલિમ હોવાથી) વાકેફ છોજ. કદી જુઠું ન બોલતા રાત્રિના છેલ્લા પહોરમાં તહજ્જુદ માટે ઉઠે દુર્વેશીનું પ્રથમ પગથિયું રાત્રિના ત્રીજા પહોરનું જાગરણ છે.

મૌલાના મોટા ભાગે હઝરત શેખની નિકટ રહેતા હતા. મોટે ભાગે રાત્રિ હઝરતના હુજરા પાસે જ વિતાવતા મૌલાના ફરમાવે છે. કે રાત્રિની ઈબાદત વેળા હઝરત પાસેથી હું ઘણો ફેઝ પામ્યો છું. હઝરત શેખ ગંજબક્ષ (રહ.)ની જનાઝાની નમાઝ આપે જ પઢાવી હતી.

મૌલાના શેખ અબુલ્કાસિમને ગદ્યપદ્યનો બહુ શોખ હતો. આપે હઝરત શેખ અહમદ ગંજબક્ષ (રહ.)નું જીવન વૃતાંત હિ. સ. ૯૬૪ માં "મિરકાતુલ્વુસુલ ઈલલ્લાહ વર્રસુલ" નામે લખ્યું છે. આ કિતાબનો તરજુમો ફારસીમાંથી ઉર્દૂમાં મૌલાના અબૂજફર નદવી એ કર્યો છે. જે ઉર્દૂમાં "સીરતે અહમદિયા" ના નામે પ્રસિદ્ધ થઈ ગયેલ છે. મૌલાનાને શાઈરીનો પણ ઘણોજ શોખ હતો. આપે પોતાના પીરો મુર્શિદના સદ્ગુણોની પ્રશસ્તિમાં ઘણા કસીદા લખ્યા છે. તોહફતુલમજાલિસમાં આ કસીદાઓમાના કેટલાક અશઆર ટાંક્યા છે.

મૌલાનાની એક પુત્રીના નિકાહ મોડાસા ખાતે થયા હતા.

મૌલાનાની વફાતનું વર્ષ અને કબરનું સ્થળ જાણવા મળતું નથી. આપ સરખેજમાંજ મદફુન થયા હોવા જોઈએ.

# મલિક અહમદ બિન મલિક પીરમોહમદ (રહ.)

આપ હઝરત શેખ અહમદ ખટ્ટુ સરખેજી (રહ.)ના અગ્રગણ્ય ખલીફાઓમાંથી છે. પોતાના સમયના મહાન આલિમ અને પ્રખર ફકીહ હતા કદિ પણ અસરની નમાઝની સુન્નતો છુટી ન હોય (એક નોંધ મુજબ કદિ પણ નમાઝ કઝા થઇ ન હોય ) એવા ચાર એહમદોના હાથે અહમદાબાદનો પાયો નાખવામાં આવ્યો હતો આ ચાર પરહેઝગાર એહમદોમાં આપનો પણ સમાવેશ થાય છે.

આપ ઘણી કિતાબોના કર્તા છે. જેમ કે ઇઝ્ઝાહુલ મતાલિબ શરહતઝકિરે તુલ્મઆરિબ □ની હસ્તલિખિત (કલમી) પ્રત પાટણની લાયબ્રેરીમાં છે. નજાતેલ્તાઇબીન ○ ની (કલમી) કિતાબ પણ આજ લાયબ્રેરીમાં છે અર્શાદ • કે જે શરહ ઇરશાદનો હાસિયો તેમજ હાશિયા અલહખ્યાલી મલિકઅહમદની જ તસ્નીફ છે. આ બને કિતાબો પીરમોહમદશાહ લાયબ્રેરીમાં છે. આ ઉપરાંત અન્વરીશરહ, મકામાતે હરીરી, હાશ્યા, મિન્હલ, હાશ્યા શરહ મકાસિદ, હાશ્ય શરહ મવાકિફ, હાશ્યા મતવ્વલ હાશ્યા શરહ વકાયા પણ હઝરતના જ ગ્રંથો છે.

કાલુપુરમાં અપના નામથી જ મલિક અહમદની મસ્જીદ અસ્તિત્વમાં છે. આ મસ્જીદની બહાર આપનો મઝાર છે. આ મઝાર ઉપર કાંઇ બાંધકામ નથી એ આશ્ચર્યકારક બાબત છે. આપની વફાત સાલ મળતી નથી. ઉર્સ શરીફ ૧૩મી રજબે થાય છે.

---

□. આ કિતાબ ઉપર નકલની ની તા. ૧૨ રબીઉલ અવ્વલ ૧૦૯૧ હિજરી અને કિતાબત હિ. ૧૨૭૫ માં હાજી બેહરામખાંએ કરી હોવાની નોંધ છે.

○. મલિક દાવરૂલ્મુલ્ક શહીદના વંશ જ તાજમહમદ બિન ખુંદમિયાં બિન મલિક મહમદ બિન મલિક ઉસ્માન બિન મલિક તાજુદ્દીન હિજરી ૯૫૬ માં એવી કિતાબમાં કિતાબની નોંધ છે.

•. કિતાબની સાલ ૧૦૫૮ હિજરી અંકિત છે.

# શેખ કબીરુદ્દીન નાગોરી (રહ.)

આપ સુલ્તાનુત્તારિકીન ફરીદ બિન અબ્દુલઅઝીઝ શેખ હમીદુદ્દીન સુવાલી નાગોરીના પૌત્ર હતા સાહિબે મુકામ બુઝુર્ગોમાંથી હતા. ઝાહિર અને બાતિની ઈલ્મનો ભંડાર હતા, આપે અસંખ્ય કિતાબો લખી છે. "મિસબાહુલ" ની આપે શરહ લખેલ છે.

રાજપુતોએ અજમેર અને નાગોરમાં કબ્જો કરી અંધાધૂંધી મચાવી એ સમયે આપ નાગોરથી અમદાવાદ આવી સ્થાયી થયા. થોડાક દિવસ તો એકાંત પાળી શક્યા. પરંતુ આપની શખ્સીયતની જાણ ધીમે ધીમે લોકોમાં થઈ આપના દ્વારે ભીડ જામવા લાગી ઘણા લોકોએ ફેઝ મેળવ્યો.

શેખ કબીરુદ્દીન (રહ.) વિષે મિરાતે સિકંદરી શેખ હમીદુદ્દીન નાગોરી (રહ.)ના શિષ્ય હોવાનું લખે છે. પણ એ સાચું જણાતું નથી આ બંને બુઝુર્ગોના સમય વચ્ચે ઘણા વર્ષોનો ગાળો છે મિરાતે અહમદી આપ શેખ હમીદુદ્દીન નાગોરી (રહ.)ના વંશ માંથી હોવાનું જણાવે છે, જે માનવા યોગ્ય છે.

હઝરત ખ્વાજા હુસેન નાગોરી (રહ.) એ ગુજરાત પધારી આપથી રૂહાની ફેઝ મેળવ્યો હતો. અખબારૂલ અખ્યારના કર્તા એ આપની એક પેશનગોઈ નોંધી છે. કે એક વેળા હઝરત હુસૈન નાગોરી (રહ.) ને ફરમાવ્યું કે કેટલુંક ધન આપને હાથ લાગશે જેનો ઉપયોગ બુઝુર્ગોના મઝારના બાંધકામ પાછળ કરશો.

ગ્યાસુદ્દીન ખિલજી હઝરત ખ્વાજા હુસૈન નાગોરી (રહ.)નો ભારે આસ્થાળુ હતો. તેણે હઝરતને દરબારમાં આવી દુઆ આપવા ઘણા કહેણ મોકલ્યા હતા. છતા તેને સફળતા મળી ન હતી. એક વેળા સુલતાન પાસે સરદારે અંબિયા સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના વાળ મુબારક આવ્યા. કેટલાક હોંશિયાર માણસોની સલાહથી, સુલતાને હઝરતને વાળ મુબારકની

ઝિયારત અર્થે પધારવા વિનંતી કરી. આ આમંત્રણ મળતાં જ હજરત રાજીના રેડ થઇ ગયા ઝિયારત કરવા આપ મહુ પધાર્યા. હજરત બાળ મુબારકના દિદાર કરવા એટલા બધા આતુર થયા હતા કે સુલ્તાન તરફ નજર પણ ઉઠાવી નહી કહેવાય છે કે હજરતની નજર બાળ મુબારક પર પડતાંજ તે હજરતના હાથમાં આવી પડ્યા આ પછી સુલતાને આપની ઘણી આગતા સ્વાગત કરી. ખ્વાજા હસનને સુલતાને ઘણું જ ધન આપ્યુ આ સમયમાં હજરત ખ્વાજા અજમેરી (રહ.) ના મઝાર ઉપર બાંધકામ કરવામાં આવ્યુ હતું ખ્વાજા હસન ત્યાં બાંધકામ કરાવ્યુ શેખ હમીદુદ્દીન નાગોરી (રહ.) ના મઝાર ઉપર પણ તેમણે બાંધકામ કરાવ્યું આમ હજરત શેખ કબીરૂદ્દીન નાગોરી (રહ.) ની પેશનગોઇ સાચી પડી. હજરત હસને તફસીર નુરૂન્નબી લખી છે. જેના ૩૦ ભાગ છે. શેખ અહમદ ગિસલીનું જીવન વૃતાંત પણ લખ્યું છે. વફાત ૯૦૧ હિજરીમાં થઇ. નાગોરમાં મઝાર છે.

સુલતાન મહમદ બેગડાના અમીર તથા મિત્ર માલિક મહમદ અખ્તયારે હજરત શેખ કબીર નગોરી (રહ.)ના સમાગમમાં આવવાથી પોતાનો હોદ્દો તથા દુન્યા ત્યાગી દઇ સુફી માર્ગ ગ્રહણ કર્યો હતો. જેનું સ્પષ્ટ વર્ણન આગળ માલિક મહમદના જીવન દર્શનમાં આવશે.

આપ હજરતની વફાત ૯૯૮ હિજરીમાં થઇ વફાતની તારીખ મળતી નથી આપની કબર સરસપુર ખાતે વહોરાઓના મકબરાની બાજુમાં છે. મલિક અખત્યારની કબર પણ સાથે જ છે.



# હઝરત કુત્બેઆલમ બુખારી (રહ.)

ગુજરાતમાં ઈસ્લામનો પરચમ લહેરાવવામાં વધારેમાં વધારે ફાળો બુખારી સૈયદોનો છે. તવારીખ જોતા જણાય છે કે હિજરી ની ૭મી સદીથી આ ખાનદાને ઈસ્લામની જયોત પ્રજવલિત કરવાના ચક્રો ગતિમાન કરી દીધા હતા. આ ચક્રો ગતિમાન કરવાનું માન કુત્બેઆલમ (રહ.)ના દાદા જહાનયાં જહાંગશ્ત (રહ.)ના પર દાદા હઝરત જલાલુદ્દીન (જલાલ સુર્ખ) બુખારી ◻ (રહ.)ના ફાળે જાય છે. આપે પોતાના કેટલાક ખલીફાઓને ગુજરાતનો પ્રવાસ ખેડવા મોકલ્યા હતા જેથી ત્યાં ઈસ્લામની રોશની ફેલાવવાના વ્યસ્થિત પ્રયાસો આરંભી શકાય. પોતાના પરદાદાના પગલે હઝરત જહાન્યાં જહાંગશ્તે પણ આ પ્રયત્નો ચાલુ રાખ્યા. ગુજરાતનો પ્રવાસ ખેડ્યો. જ્યાં જરૂર જણાઈ ત્યાં પોતાના ખલીફાઓ નિયુક્ત કર્યા. જેમાં હઝરત મખ્દુમ જહાન્યા તિરમીઝી (માંગરોળ) મુખ્ય છે. માંગરોળ ઉપરાંત પાટણ અને ભરૂચ વિસ્તારમાં પણ આ કામમા ખલીફાઓ નિયુક્ત કરવામાં આવ્યા હતા. હઝરત જહાન્યાં જહાંગશ્તના ભાઈ હઝરત રાજુ કત્તાલે પણ ફક્ત આજ આશયથી હઝરત કુત્બેઆલમ બુખારી (રહ.)ને પણ નાનપણથી જ ગુજરાત રવાના કરી દીધા હતા.

હઝરત કુત્બેઆલમનું મૂળ નામ અબ્દુલ્લાહ હતું અબૂમુહમ્મદ કુનિયત અને બુર્હાનુદ્દીન લકબ હતો. પરંતુ કુત્બેઆલમથી વધુ પ્રસિદ્ધ થયા. વાલિદનું નામ નાસીરૂદ્દીન મુહમ્મદ હતું. સિલ્સિલએ નસબ હઝરત ઈમામ અસકરી (રહ.) ના ભાઈ સૈયદ ઈમામ જાફર (રહ.) સુધી પહોંચે છે. હિજરી સન. ૭૯૦ની ૧૪મી રજબે આપનો જન્મ ઓચ ખાતે થયો. દસ

◻. શયખુલઈસ્લામબહાઉદ્દીન ઝકરીયા મુલ્તાની (રહ.) ના ખલીફા છે. કબર મુબારક ઓચ ખાતે છે.

વર્ષની નાની વયે જ યતીમ થયા. ૧૨ વર્ષની વયે વાલિદા સાથે ગુજરાતમાં પાટણ ખાતે પધાર્યા દીની તાલીમ મૌલાના અલીશેર (રહ.) પાસેથી મેળવી.

સુલતાન અહમદશાહના આમંત્રણ અને આગ્રહથી અહમદાબાદ આવી વસ્યા. સુલતાન અહમદશાહ આપથી ઘણાજ પ્રભાવિત હતા. આપનું ઘણું માન તથા આદર જાળવતા, બાદશાહ પોતે શાયર હોવાથી હઝરત કુત્બેઆલમ માટે નીચે મુજબની પંક્તિઓ રચી હતી.

કુત્બે ઝમાનએમા બુરહા બસસ્તમારા
બુરહાનએ હમેશા ચુનામશ આશકારા

આ પંક્તિઓ બુરહાન શબ્દ પર શ્લેષ છે. આ પંક્તિઓ નો અર્થ છે., "અમારા સમયના યુવસમા બુરહાન અમને સંતોષ આપનારા છે. એમના નામ પ્રમાણે હંમેશા બુરહાન (સિદ્ધ કરનારા) રહે !"

આપણે આગળ જોયુ તેમ ગુજરાતમાં ઈસ્લામનો પરચમ ફરકાવવામાં બુખારી સૈયદો અગ્રસ્થાને છે. તેમ આ ખાનદાનના પ્રતાપે જ ગુજરાતમાં ઈસ્લામી હુકુમતની સ્થાપના શક્ય બની એમ કહીશું તો તેમાં કશી જ અતિશયોક્તિ નથી. એની પૂર્વભૂમિકા આપણે જોઈએ.

અહમદશાહ બાદશાહ પરદાદા મુઝફ્ફરખાને હઝરત મખ્દુમ જહાનિયા જહાંગશ્તથી ભારે અકીદત–આસ્થા હતી. એક વેળા એક–એક હઝરતની ખાનકાહે ફકીરો અને લોકોની ભીડ ઘણી જ વધી ગઈ. લંગરખાનામાં બધાને પહોંચી વળે એટલું જમણ હતુ નહી. મુઝફ્ફરખાને આ જાણતા બજારમાં ઘેટ મૂકી અને પોતાના ખર્ચે બજારમાંથી ચીજો ખરીદી જમણ તૈયાર કરાવી બધાને જમાડ્યા. ફકીરોએ જમી ખુશ થઈ એકી સાથે જોરથી અલ્લાહ અકબર કહી મુઝફ્ફરખાનને દુઆઓ દીધી. ખાનકાહમાં બિરાજમાન મખ્દુમ જહાનિયાના કાને અલ્લાહુ અકબરનો નારો પડ્યો. હઝરતે એકી સાથે અલ્લાહુ અકબર પોકારવાનું કારણ પુછ્યું. હઝરતને મુઝફ્ફરખાને કહેલ

મહેમાન નવાઝીની જાણ થતાં ઘણીજ ખુશી થઈ. મુઝફ્ફરખાનને પોતાની પાસે તેડાવી મંગાવ્યા હઝરતે રાજી થઈ મુઝફ્ફરખાનને કહ્યું કે આજે તમોએ અમારી ખાનકાહમાના મહેમાનોની ખિદમત કરી છે. એના બદલામાં ખુદાપાક તમોને ગુજરાતની હકુમત સુપ્રદ કરશે. એવી અમારી દુઆ છે. આમ કહી આપે પોતાની સામે પડેલ ખુમચામાંથી મુઠી ભરી ખારેકો મુઝફ્ફરખાનને આપી. કહેવાય છે કે મુઝફ્ફરખાનને જેટલી ખારેકો આપી હતી તેટલા જ બાદશાહો ગુજરાતમાં તેમના ખાનદાનના થયા. હઝરતે આ વેળા પોતાના પલંગની ચાદર પણ મુઝફ્ફરખાનને ભેટ આપી ગુજરાતના બાદશાહોએ વર્ષો સુધી આ ચાદર તબર્રૂકાત તરીકે સાચવી રાખી હોવાની તવારીખમાં નોંધ છે.:

હઝરત કુત્બેઆલમ (રહ.)ને નબી સલ્લલ્લાહુ અલયહિવસલ્લમથી અપાર મુહબ્બત હતી. આપ ફરમાવે છે કે મને ૯ વર્ષની વયમાં નબીએ કરીમ (સલ.)ની ઝિયારત નસીબ થઈ હતી. આપમાં રહેલ ઇશ્કે રસૂલ (સલ)ના કારણે તે સમયના મહાન બુઝુર્ગ શેખ મોનકર (રહ.) એ આપને પોતાના સમયના મહાન ઉવૈસકરની તરીકે ઓળખાવ્યા હતા. હઝરત શાહઆલમ (રહ.) ફરમાવે છેકે મારા પિતાજી નખશીખ નબી (સલ.) ની સુન્નતોની પૈરવી કરતા હતા, આપની દરેક આદત અને રીતભાત નબી (સલ)ના મુબારક જીવનના અનુસરણ સમાન હતી, એક વેળા પિતાજી કુત્બે આલમ (રહ.) બેચેન અને બેબાકળા બની દિવાલ સાથે હાથ મસળતા હુજરામાં ઘુમી રહ્યા હતા. જીભેથી આ હિન્દી અશઆર ગણગણી રહ્યા હતા."મુહમ્મદ પર મે-ખળ્યા સાંઇ પેમ ચખાએ." હઝરત સુન્નતની પૈરવીની ઘણી જ તાકીદ કરતા ફરમાવતા કે અમારા બુઝુર્ગો નજીક તેનું પાલન કરવું ફરજ સમાન છે. એ વિષયમાં એક હિકાયત વાંચીએ. હઝરત શિબ્લી (રહ.) ની વફાત નજીક આવી ત્યારે આપ ઘણાજ અશક્ત-કમજોર બની ગયા હતા. નમાઝનો સમય થયો ત્યારે ખાદિમોને વઝુ કરાવવા ફરમાવ્યું વઝુ કરાવતી વેળા ખાદિમો દાઢીમાં ખિલાલ કરવાનું

ભૂલી ગયા હઝરત ખાદિમનો હાથ પકડી દાઢી સુધી લઈ ગયા અને ખિલાલ કર્યો. આ હિકાયત વર્ણવી હઝરત રડી પડયા. ફરી ફરમાવ્યું કે અમારા બુઝુર્ગો આ રીતે મરતી વેળાએ સુન્નત છોડવાનું પસંદ કરતા ન હતા હુઝુર (સલ.) ફરમાવે છે કે મારી સુન્નત છોડનારાઓ મારી શફાઅતની આશા ન રાખે.

હઝરત કુત્બેઆલમ(રહ.)પોતાના મલ્ફૂઝાતમાં ફરમાવે છે કે ઈસ્લામી તબ્લીગ અને લોક સુધારણા વિનાનું જીવન એ મોમિનનું જીવન નથી. હઝરત કુત્બેઆલમ(રહ.)એ જીવન ઈસ્લામ કાજે વકફ કરી દીધું હતું. રાત દિવસ ઈસ્લામના પ્રચાર કાર્યમાં જ મગ્ન-પ્રવૃત રહેતા હઝરત શેખ નસીરુદ્દીન (રહ.) ફરમાવે છે. કે ગુજરાતના હજારો લોકોને આપના હાથે ઈસ્લામ સ્વીકારવી અલ્લાહના દરબારમાં માથું ઝુકતા કરી દીધા હતા. પોતાના ખલીફાઓ ઉપરાંત ગુજરાતના સુલતાન અને અમીર ઉમરાવોને પણ ઈસ્લામની તબ્લીગ માટે ખાસ તાકીદ કરતા. આપ તેઓને ફરમાવ્યું કે રાજ્ય વિસ્તારની સાથે લોકોને ઈસ્લામથી મુશર્રફ કરવાનું કાર્ય પણ તમારા માટે એટલું જ જરૂરી છે.

એક વેળા કેટલાક અમીરોએ યુદ્ધમાંથી પ્રાપ્ત થયેલ કીંમતી માલ હઝરતની ખિદમતમાં પેશ કર્યો. આપે લેવાનો ઈન્કાર કરી ફરમાવ્યું કે બયતુલમાલનો ઉપયોગ અમારી ખાનકાહ પાછળ કરવાનું અમો યોગ્ય માનતા નથી. બયતુલમાલ વડે સૌ પ્રથમ ખાનકાહ યમનના એક બાદશાહે સ્થાપી હતી. તે બયતુલમાલ વડે બની અને તે વડે ચાલતી હોવાથી ઘણા દુર્વેશો તેમાં જવાનું પસંદ કરતા ન હતા. હઝરત જહાન્યા જહાંગશ્ત (રહ.) ફરમાવે છે કે એક વેળા હું ફતેહબાનની ખાનકાહમાંની બારીએ બેઠો હતો. એક અબ્દાલ ત્યાંથી પસાર થયા. મને સલામ કરી હાથ મેળવી આગળ ચાલતા થયા અંદર આવ્યા નહી કારણ કે તે બયતુલમાલ વડે સ્થપાયેલી હતી. હું પણ આ ખાનકાહમાં આ કારણે જ જમણ જમતો ન હતો.

એક વેળા કુત્બે આલમ (રહ.) હુઝુર નબીએ કરીમ (સલ) ની મેઅરાજ વિષે છણાવટ કરી રહ્યા હતા. ફરમાવ્યું કે કાફિરો નબી (સલ.) ની મેઅરાજ વિષે શક કરતા હતા. આ ભેદ ફક્ત અલ્લાહ અને તેમના રસૂલ (સલ.) વચ્ચેનો જ હતો. તો પછી ભલા એ ભેદ કાફિરોની સમજમાં કઇ રીતે આવે ? ભૌતિક શક્તિઓમાં જ શ્રદ્ધા રાખનારાઓ સામે એની ચર્ચા નિરર્થક જ છે. નબી (સલ.) ના શયદાઈઓ પણ આસ્માની સેર કરતા હતા તો પછી અમારા માટે મેઅરાજ વિષે શક કરવાનું શું કારણ છે. ? આમ કહી એક હિકાયત વર્ણવતા ફરમાવ્યું કે હઝરત જહાન્યા જહાંગસ્ત (રહ.)એ પોતાના મલ્ફુઝાતમાં એક હિકાયત વર્ણવી છે. એક વેળા હું નાનપણમાં મારી દાદીમાના બેન પાસે તેમના ઘરમાં બેઠો હતો. એમના ખાવિંદ અબ્દુલસુલેમાન અમારી સામેથી એકાએક ક્યાંક ગાયબ થઇ ગયા. થોડીવારે ફરી પાછા દેખાયા ત્યારે પૂછવામાં આવ્યું કે તમો ક્યાં ગાયબ થઇ ગયા હતા ? દરવાજો તો બંધ જ છે. હઝરત અબ્દુલ સુલેમાને કહ્યું કે મને આસ્માનની સેર કરવામાં આવી. હું જન્નતમાં પણ ગયો હતો. અને ત્યાં મારા મહેલમાં લઇ જઇ ખુરસી પર બેસાડવામાં આવ્યો હું તમારા માટે પણ ખુશખબરી લાવ્યો છું મને કહેવામાં આવ્યું છે કે તમો તમારી બીબી સાથે આ મહેલ માં રહેવાના છો.

સામાન્ય રીતે હઝરત લોકોની ભેટ-સોગાદ સ્વીકારતા ન હતા ફરમાવતા કે એથી એક ખોટી પ્રણાલિકા-રિવાજ પડી જવાનો ભય છે હઝરતે એક ચાદર મુઝફ્ફરખાનને ભેટ આપી. ગુજરાતના બાદશાહોએ વર્ષો સુધી આ ચાદર તબર્રુકાત તરીકે સાચવી રાખી હોવાની તારીખમાં નોંધ છે. ફરમાવતા કે પોતાના રાજ્ય પ્રદેશમાં લોકોની સુખાકારી ઉપરાંત ઇસ્લામનો સંદેશ પહોંચાડવાની જવાબદારી વિષે કયામતના દિને પૂછપરછ થશે.

હઝરત કુત્બેઆલમ (રહ.)ની અસંખ્ય કરામતો છે. જે અહીં આ

પુસ્તકમાં વર્ણવી ચુકેલ છે. વાચકોને હઝરત કુત્બેઆલમ (રહ.) ના જીવન ચરિત્ર ઉપરના મારા પુસ્તક ગુજરાતના ગ્યાની ચિરાગમાં આ કરામતો વાંચવા મળશે. અત્રેની આપની એક જાણીતી જીવંત કરામત આપણે જોઈએ.

હઝરત કુત્બેઆલમ (રહ.) ના મઝાર શરીફમાં આલમની અજાયબી સમો એક પત્થર છે. એક વેળા હઝરત રાત્રે તહજ્જુદની નમાઝ પઢવા ઉઠયા. હુજરા મુબારકમાંથી વુઝુ અર્થે બહાર નીકળ્યા ચોગાનમાં બાવળ ના ઝાડનું લાકડું પડયું હતું. ઘોર અંધારી રાત હતી. ચાલતા ચાલતા હઝરત અથડાયા. હઝરત એકા એક બોલી ઉઠયા કે આ લાકડું કે પત્થર, લોખંડ કે બીજું શું છે. ?

સવાર પડી ત્યારે બધાએ જોયું કે તે ચાર પદાર્થોમાં ફેરવાઈ ગયું છે. અત્યારેય તે મોજૂદ છે. જેમાં પત્થર કે લોખંડ અને લાકડાનો ભાગ હોય તેમ જણાય છે. વળી તે કયો પદાર્થ છે તે સ્પષ્ટ રીતે કોઈ કહી શકે તેમ નથી શ્રદ્ધાળુ લોકો પોતાના મનની મુરાદ પુરી થશે તે જાણવા આ લાકડું ઉચકે છે. કહેવાય છે કે મુરાદ–ઈચ્છા પુરી થવાની ન હોય તો આ લાકડું એકથી વધુ માણસો પણ બરાબર ઉચકી શકતા નથી. મુરાદ બર આવવાની હોય તો તે એક માણસ પણ સરળતાથી ઉચકી શકે છે.

હઝરત કુત્બેઆલમ (રહ.) ની વફાત ફજરની નમાઝ પછી હિજરી સન ૮૫૭ ઈ.સ. ૧૪૫૩, ૧૦મી ડીસેમ્બરમાં થઈ.

હઝરત કુત્બેઆલમ (રહ.) નો રોજો ૧૦૩ ફુટના ચોરસ ઉપર બાંધેલો છે. અંદરના થાંભલાઓ વચ્ચે જાળીઓ કરેલી છે. કહેવાય છે કે રોજાનું પાકું બાંધકામ કરાવવા માટે હઝરત રાજી ન હતા. એથી શરૂઆતમાં નાનો રોજો બંધાયો હોય એમ જણાય છે. એ પછી ગુજરાતની સલ્તનતમાં અંતના ભાગમાં આ રોજાનું વિશાળ બાંધકામ થયું હોય એમ જણાય છે. રોજાનું થોડું કામ અધુરું છે. સલ્તનતમાં અંધાધુંધી ઊભી થઈ હશે એથી એનું બાંધકામ બાકી રહી ગયું હશે એવું અનુમાન કરવામાં આવે છે. વલ્લાહુ આલમ.

# હઝરત શાહેઆલમ (રહ.)

હઝરત શાહેઆલમ (રહ.) ની ગણના મહાન વલીઓમાં થાય છે. આપની ખ્યાતિ દૂર દૂર ફેલાયેલી છે.

નામ સૈયદ મોહમદ હતું. કુન્નિયત અબૂલ્બરકાત, સિરાજુદ્દીન ખિતાબ અને શાહેઆલમ લકબ હતો પિતાજીના વચેટ પુત્ર હોવાથી 'મંઝલેમિયાં' તરીકે પણ ઓળખતા હતા કેટલાક 'શાહજી' તરીકે પણ સંબોધતા હતા ૧૭મી ઝીલ્કદ હિજરી ૮૧૭માં જન્મ થયો. હઝરત કુત્બેઆલમ (રહ.) ના સાહબઝાદા હતા. માતાજી બીબી આમેના અમીર કરીમખાન બિન ઇમામુદ્દીન ખુદાવંદખાનના પુત્રી હતા.

આપ હઝરતે પિતાજી કુત્બેઆલમ (રહ.) અને હઝરત બાવા બારકલ્લાહ (રહ.) પાસેથી રૂહાની ફૈઝ મેળવ્યો હતો. હઝરત શેખ અહમદ ખટ્ટુ સરખેજી (રહ.) પાસેથી મગરિબિયા સિલ્સિલાની ખિલાફત મેળવી હતી.

હઝરત શાહેઆલમ (રહ.)પોતાના સમયના શિરોમણી અગ્રેસર બુઝુર્ગ હતા. આપની ખાનકાહે આલિમો બુઝુર્ગો અને અબ્દાલો અને અકીદત મંદોની ભારે ભીડ રહેતી. વઅઝ્ કલામ એટલું બધું અસરકારક હતું કે સાંભળનારાઓનું હૃદય પરિવર્તન થઇ જતું. વ્યક્તિત્વ અત્યંત પ્રભાવશાળી હતું. તવારીખ નોંધે છે. કે આપનો ચેહરો અને કદ નબીએ કરીમ (સલ.) સાથે સામ્ય ધરાવતા હતા. એક વેળા હઝરતને પોતાની દર્સગાહમાં દર્સ આપવામાં વિલંબ થયો, એ દરમ્યાન હુઝૂરે અકદસ સલ્લલ્લા હું અલયહિ વસલ્લમે પધારી દર્સ આપ્યો. થોડીવારે શાહસાહેબ આવ્યા. આગલા દિવસે બાકી રહેલ દર્સ આગળ આપવાનું શરૂ કર્યું. ત્યારે કહેવામાં આવ્યું કે હઝરત ! અત્યારે તો આપે આ દર્સ આપ્યો હતો. થોડીવારે તો

આપ અચંબામાંગરકાવ થઇ ગયા પરંતુ તરત જ હકીકત પામી ગયા. આપ તરત જ નબી (સલ.) બેઠા હતા તે પાટ ઉપરથી ઉભા થઇ ગયા અદબ ખાતરે એ દિવસથી એ પાટ ઉપર બેઠા નહી. આજેય આ પાટ શાહઆલમ (રહ.)ની મસ્જીદમાં સુરક્ષિત છે.

આપનું જાહેર જીવન ઘણું ઉચું હતું પોષાક સદા ઉમદા અને કીમતી પહેરતા. કેટલીક વેળા રેશમી લિબાસ પણ ધારણ કરતા. પરંતુ આંતરિક જીવન નબવી સુન્નતના નમૂના સમું હતું.

હઝરત શાહેઆલમ (રહ.) શાહી ઠાઠ–માઠ ભર્યું ઉચું જીવન જીવતા તેમજ ઘણી વેળા રેશમી કપડા ધારણ કરતા. આ બાબત ઘણાઓમાં ચર્ચાનો વિષય બની ગઇ હતી. કેટલાક આલિમોએ આ વિષે વિરોધ વ્યક્ત કરતા ફત્વા પણ બહાર પાડ્યા. આ માટે વ્યવસ્થિત વિરોધ કરવા તે વેળાના રાજ્ય કાઝી નજમુદ્દીન સમક્ષ રજુઆત કરવામાં આવી. કાઝી સાહેબે હઝરત સામે રૂબરૂમાં જઇ ચર્ચા કરવા નક્કી કર્યું. મર્દ માટે રેશમી કપડા હરામ છે. એ વિષયમાં મસઅલા ફત્વા અને નક્કર હકીકતો એકત્ર કરી હઝરત શાહેઆલમ (રહ.)પાસે પહોંચ્યા. થોડીક ઔપચારિક વાતચીત કર્યા પછી કાઝી સાહેબે હઝરત સામે રેશમી લિબાસ અંગે વિરોધ– વંટોળ હોવાની વાત છેડી. મર્દ માટે રેશમી લિબાસ હરામ હોવાની બાબતમાં પોતે તૈયાર કરેલ હકીકતો હઝરત સમક્ષ પેશ કરી. હઝરતે આ કાગળ ખોલી કાઝી સાહેબ સામે ધરતાં કહ્યું કે કાઝી સાહેબ ! આ તો કોરો છે. તેમાં કશું જ લખેલ નથી કાગળ કોરો જોઇ તેઓ ઘણા વિસ્મય પામ્યા. કાઝી સાહેબ એટલા બધા હેબતાઇ ગયા કે આથળ વધુ વાદવિવાદ કરવાનું જ માંડી વાળ્યું. વિદાય વેળા શિષ્ટાચાર ખાતર હઝરત પોતાના હુજરામાંથી બહાર નીકળ્યા. બહાર નીકળી કાઝી સાહેબને ફરમાવ્યું કે, આપ હુજરામાં હતા ત્યારે મે પહેરેલ લિબાસ સાદો અને શરીઅત અનુસાર હતો હવે આજ લિબાસ બહાર નીકળ્યા પછી રેશમી જણાઇ રહ્યો છે એમાં હું શું કરું ? હું તો શરીઅત મુજબનો જ પોષાક પહેરૂં છું પરંતુ બહાર તે લોકોને રેશમી જણાય

એવી અલ્લાહની મરજી આગળ હું લાચાર છું।

આપના પહેર વેશ અને સ્ત્રોકિક્કણી વિષે તે સમયના મહાન આલિમ હઝરત સદરે જહાને પણ વાંધો હતો હઝરત મખ્દુમઆલમ (રહ.) ના આગ્રહથી એક વેળા સદરે જહાંએ હઝરતની મુલાકાત લીધી. એ વિષે આપે ઇલ્મી ચર્ચા કર્યા પછી હઝરત શાહેઆલમ (રહ.)થી ઘણા પ્રભાવિત થયા હતા.*

ગુજરાતની ઇસ્લામી હુકુમત માટે હઝરત શાહેઆલમ (રહ.) શિરછત્ર સમાન હતા. સુલ્તાનો કેટલીક રાજકીય આંટીઘુંટી વાળી બાબતોમાં આપનો મશ્વરો–સલાહ સૂચનો લેતા. આપની અમી દ્રષ્ટિ ના કારણે સુલ્તાનો રાજકાજમાં સફળ થતા. એજ રીતે આપની ખફગી નારાજગી પણ તેઓને ભારે. પડી જતી. ગુજરાતના સુલ્તાન કુત્બુદ્દીન મહમદ બેગડાના સાવકાભાઈ થતા હતા. મહમદ બેગડા શાહેઆલમની મદદ વડે મને રાજગાદી પરથી ઉઠલાવી પાડશે. એ આશંકા કુત્બુદ્દીન સેવતો હતો. એથી તેની અદાવતના કારણે બેગડાએ નાનપણમાં હઝરત શાહેઆલમનો આશરો લીધો હતો. હઝરતના નિવાસ્થાન ઉપરથી બેગડાને પકડવા સુલ્તાને ઘણા ફાંફા પડાવ્યા પરંતુ તેમાં સફળતા મળી નહી. તેની આ બધી યુક્તિ પ્રયુક્તિઓથી શાહેઆલમ તેનાથી ઘણાં નારાજ હતા. એક વેળા હઝરત શાહેઆલમ (રહ.) ના નિવાસ્થાન રસુલાબાદને નાસાજ કરવાને ઇરાદે ઘેરો ઘાલ્યો. લુંટફાટ ચલાવવા તેણે હથિયાર ધારિ સૈનિકો ચારે કોર ફેલાવી દીધા. આ પાછળ તેનાં આશય બે હતા. એક તો હઝરતના આશ્રિત બેગડાને સાફ કરી શકાય. બીજું કે હઝરત શાહેઆલમની આન–ઇઝઝત ધૂળમાં મેળવી શકાય તવારીખ નોંધે છે કે તેની આ મુરાદ બર આવી નહી. કહેવાય છે કે આ ઘેરા વેળા એક ઊંટ કુત્બુદ્દીનને સામેથી આવતું દેખાયું સુલતાન

*. આ વિષયમાં સ્પષ્ટ વર્ણન અમારી "હઝરત શાહે આલમ (રહ.)" નામની કિતાબમાં વાંચવા મળશે.

ધુંઆફૂઆ થતો ઊંટ પાસે ગયો. આવેશમાં ઊંટ ઉપર તેણે તલવાર વીંઝી પરંતુ વાર કરવામાં ચુક ખાધી અને તલવારનો ભારેખમ ઘા તેની જાંગમાં સીધો ઉતરી ગયો. સુલતાન બેહોશ થઇ ઘોડા ઉપરથી નીચે પટકાયો.તેના માટે આ ઘા એટલો બધો કારમો નિવડ્યો કે તે મરણ પામ્યો. ! ઇતિહાસકારો નોંધે છે કે હઝરત શાહેઆલમ સાથે સારા સંબંધો હતા ત્યારે આ તલવાર તેમણે કુત્બુદ્દીનને ભેટ આપી હતી. એ જ તલવાર વડે તેણે સુલતાન ખિલજી સામે જીત મેળવી હતી. હઝરતની ખફગી ઉતરતાં જ તલવાર વડે તેણે જાન ખોયો !

આપણે આગળ જોયું તેમ આપનો શાહી ઠાઠ માઠ સખાવત અને ખર્ચ રાજદરબારને પણ ઝાંખો પાડી દે તેવો હતો. મુહંમદ તાજુદ્દીન તારમી લખે છે કે મારા પિતાજી સોનાના ઘણા મોટા વેપારી હતા. એક વેળા સોનાના કીમતી ઝવેરાત દિલ્હી ખાતે બાદશાહના દરબારમાં લઇ ગયા.બાદશાહે તે ખરીદવાની ના પાડી આથી નિરાશ થઇ વેપાર અર્થે ગુજરાત પધાર્યા. ઝિયારત અર્થે હઝરતના દરબારમાં પહોંચ્યા ઔપચારિક વાતચીત પછી પેલા ઘરેણા હઝરત સામે મુક્યાં. હઝરત શાહેઆલમે તે કીમતી ઝવેરાત ખરીદી લીધું ▲

આપના ત્યાં રાજવહીવટની જેમ જુદા જુદા ખાતા–વિભાગ પાડવામાં આવ્યા હતા. તે માટે જુદા જુદા વહીવટદાર નિયુક્ત કરવામાં આવ્યા હતા. દરરોજ આવતા નાણા, માટે ભેટ–સોગાદની વહેંચણી તેમજ આવતા જતા અકીદતમંદ ભાવિકો માટે લંગરખાનાની અલાયદી વ્યવસ્થા કરવામાં આવી હતી. ઉચ્ચ દીની તાઅલીમ માટે 'જામિયા રસૂલાબાદ'ની સ્થાપના કરવામાં આવી હતી તે સમયમાં આ દીની યુનિવર્સીટીનુ સ્થાન ઘણું ઉંચુ લેખાતું .તેની કીર્તિ દેશ પરદેશમાં ફેલાયેલી હતી. તેમાં નામાંકિત

▲. અહમદાબાદ, અન્નુરુસ્સાફિર

આલીમો મુહદ્દિસો અને બુઝુર્ગો દર્સ આપતા હતા જેમ કે :–

૧ મૌલાના યૂસુફ બિન અહમદ. કે જેઓ સૈયદ ઉસ્માન શમ્એ બુર્હાનીના પૌત્ર હતા. અને તારીખે ઈબ્ને ખલકાનનો ફારસી ભાષામાં તરજુમો કર્યો હતો. ૨. મૌલાના અબ્દુલ્લાહ બિન ઈસ્માઈલ કે જેઓ તે સમયમાં ભરૂચના કાઝી નિમાયા હતા, ૩. મૌલાના સદરૂદ્દીન શયખુલ્ઈસ્લામ ચીફ જસ્ટીસની ઉંચી પદવી એ પહોંચ્યા હતા. ૪. શેખ ફરીદુદ્દીન બિન દૌલતશાહ કર્તા જામિયા કનૂઝે મુહમ્મદી ૫. સૈયદ ખતીબ મહમદખાં ૬. કાઝી નજમુદ્દીન . બંબાની ૭. મૌલાના શેખ અહમદ બિન બુરહાન અલ્મઅરૂફ મિયાં મખ્દુમ. ૮. મૌલાના સુલેમાન બિન અલી વગેરે. *

હઝરત શાહેઆલમ (રહ.) પોતે ઈલ્મનો ભંડાર સમાન હતા આપની વિદ્વતાની ઝાંખી આપને હઝરત શાહેઆલમ (રહ.)નામની અમારી કિતાબમાં વાંચવા મળશે. બંબાની ખાનદાનને હઝરતથી ઘણી અકીદત હતી. આ બંબાની ખાનદાને હઝરતથી ઈલ્મી ફૈઝ મેળવ્યો. આ ઈલ્મી ફૈઝના પ્રતાપેજ આ ખાનદાન માં એવા બુઝુર્ગો થયા કે જેઓ કાઝી અને મુફ્તીની પદવીએ પહોંચ્યા. જેમકે શેખ સદરૂદ્દીન, શેખ મિન્હાજુદ્દીન, શેખ ફઝલુલ્લાહ મૌલાના અબ્દુલમલિક મૌલાના અબ્દુલલતીફ અને મૌલાના ખલીલ મુહંમદ વગેરે.

હઝરત શાહેઆલમ (રહ.) ઘણા પુસ્તકોના કર્તા છે. તસવ્વુફમાં એક કલ્મી કિતાબ જામિઉલ્કિ અલ્બુર્હાનિયાની એક કલમી પ્રત પીર મોહંમદશાહની લાયબ્રેરીમાં છે. જેની કિતાબતની સાલ ૧૦૯૭ હીજરી છે. પાટણના મદ્રસામાં કન્ઝે મરગુબ લાયબ્રેરીમાં લુઉલુઉ મુહમ્મદનો એક કલ્મી નુસ્ખો છે. કે જે હઝરત શાહેઆલમ (રહ.)ના મલ્ફુઝાત ઉપર આધારિત છે.

૬૨ વર્ષની ઉમરમાં આપની વફાત ૨૦ જમાદિઉલઆખર હિજરી ૮૮૦માં થઈ. રસુલાબાદમાં મદફૂન થયા.

* . નવાએ અદબ ઓકટોબર ૧૯૫૪

હઝરત શાહેઆલમ (રહ.)ના રોઝાની ભવ્યતા અવર્ણનિય છે. ચોમેર કોટ છે. કોટમાં રાજગઢની જેમ આકર્ષક ચોક છે. જેમાં રોઝા છે ચોક સાથે કુલ ક્ષેત્રફળ ચોવીસ હજાર ચારસો ચોરસ વાર્સુ કહેવાય છે. એમાં બે દરવાજા છે. પશ્ચિમ તરફનો દરવાજો રોજાની સામે છે.

આપની વફાતના પદ વરસ પછી ઈ.સ. ૧૫૩૭માં તાજખાન નરપાલીએ પાકો આલીશાન મકબરો બંધાવ્યો. રોઝાના દરવાજાની નકશી અજોડ છે કબર શરીફની છત્રીમાં તેમજ ઘુમ્મટમાં છીપનું સુંદર જડિત કામ કરવામાં આવેલ છે. .

હઝરત શાહેઆલમ(રહ.)ના મઝાર મુબારક પાસે અડીને આપની બેગમો અને વંશજોની અને ઓરતોની કબરો આવેલી છે. મુખ્ય રોજા જેવા સામેના નાના રોજામાં મુખ્ય કબર પીર સૈયદ મખદુમ આલમ (રહ.)ની છે. ત્યાં બીજી કબરો સૈયદ મકસુદ આલમ બદરે આલમ જલાલુદીન અને મહેબુબ આલમની છે. રોજાની દક્ષિણ બાજુ છત્રીધારી મોટી કબર ગુજરાતના સુબા સૈફખાનની છે. રોજાઓની વચ્ચે જાળીવાળી નાની છત્રીમાં નવાબ નસીરૂદીનની કબર છે.

હઝરત શાહેઆલમ (રહ.) અને આપના વંશ જ બુઝુર્ગોના વિસ્તૃત હાલાત અમારી હઝરત શાહેઆલમ (રહ.)ની કિતાબમાં વાંચવા મળશે.

**દરબારે શાહિયા**

તવારીખ સાક્ષી છે કે ઈસ્લામના બોરિયા નશીન સુફિયાએ કિરામે ઈસ્લામની જે સેવા બજાવી છે તે મહાન બાદશાહો પણ બજાવી શક્યા નથી. હઝરત શાહેઆલમ(રહ.)ના દરબારની શાન કોઈ મોટા શહેનશાહના દરબારથી જરાયે ઉતરતી ન હતી. જુમ્માના દિવસે હઝરત રસુલાબાદમાં શાહી દરબાર ભરતા. જેમાં સલાહદાર તલ્વારો લઈ ડાબી જમણી બાજુ ઉભા રહેતા. દરબારમાં કસબના પડદાં લટકાવવામાં આવતા. ઝરબફતના ફર્શ બિછાવવામાં આવતા. મલિક બિન મુહંમ્મદ બિન કુત્બુદીન અને સૈયદ હસન બિન બુઢ્ઢા સલાહદારીની સેવા બજાવતા (જમ્આતે શાહિયા ભા. ૫. જુમ્મા ને ૨૫ અને ૩૦) .

આસ્તાના શાહીમાં જુમ્આના દિવસે લોકોની ભારે મેદની એકઠી થતી. તેમાં સુલ્તાનો ઉપરાંત અમીર- ઉમરાવોના પુત્રો પણ હાજર રહેતા. (જુમ્આતે શાહિયા ભા. ૫. જુમ્મા ૩૩) આપના આસતાના પર ઘોડા અને હાથીઓની કતાર જોઇ અજાણ્યાને એમ જ લાગતું કે આ કોઇ સુલ્તાનનું નિવાસ્થાન છે. (મિરાતે. સિકંદરી) હજરત શાહિયાથી ન્યાઝ અને ફયઝ પ્રાપ્ત કરવા લોકો દુર દુર થી આવતા. ત્યાં હાજર થનારાઓમાં બંબાનીઓ ઉપરાંત ઉચ શરીફના રહેવાસીઓની સંખ્યા પણ સારા પ્રમાણમાં રહેતી, દરબારનો ખર્ચ શાહી દરબારના ખર્ચ જેવો જ રહેતો. દરબારમાં દરેકને માન મોભા મુજબ તોહફા પણ મળતા, વૃધ્ધ અને અપંગો માટે રકમો બાંધી આપવામાં આવી હતી. સુફિયો અને આલિમોને પણ સારી રકમ આપવામાં આવતી હઝરત મખ્દુમ જહાન્યાંના ઉર્સ માટે ૧૨૦૦૦ ફિરોજ શાહી નાણું આપના દરબાર દ્વારા ખર્ચવામાં આવતું. દરબારે શાહીમાં અકીદત મંદોમાં સુફિયાઓ, કારી તાલિબ ઇલ્મ, ઉલ્માઓ ઉપરાંત શાઇરો પણ હાજર રહેતા. જો કે હઝરતને શાઇરી સાથે કશો રસ નહતો. પોતાની તારીફ પ્રશંસામાં કસીદા સાંભળવાનું પસંદ કરતા નહતા. નબી (સલ.) ની શાનમાં કોઇ કસીદો પઢતું તો ઘણા ખુશ થતા. એક વેળા મૌલાના સદરૂદ્દીને નઅતીય કસીદો પઢતા ખુશ થઇ જઇ આપે પોતાની પાઘડી ઉતારી તેમને આપી દીધી. દરબારે શાહિયા સાથે સંકળાયેલ શાયરોમાં હુસેની, મૌલાના સદરૂદ્દીન ખ્વાજા અલિફદવલી હુસેન, શર્ફજહાં વગેરે મુખ્ય હતા. ફારસી ભાષા ઉપરાંત હિન્દી ભાષાના શાએરો પણ શામેલ રહેતા. જેમાં મુબારક બિન કાલુ સુલ્તાન કુત્બુદ્દીનના નામ ગણાવી શકાય. (નવાએ અદબ–૧૯૫૪)

●●●

# હઝરત બાબા અલીશેર (રહ.)

આપ હઝરત શેખ એહમદ ખટ્ટુ સરખેજી (રહ.) ના સમયના સાહિબે હાલ બુઝુર્ગ હતા. આપ ક્યા બુઝુર્ગથી બયત હતા, વફાત ક્યારે પામ્યા વગેરે બાબતો તવારીખમાં જોવા મળતી નથી. હઝરત નિઝામુદ્દીન ઓલિયા (રહ) ના સિલસિલામાં બયત થયા હોવાનું જોવા મળે છે પરંતુ તે વિષેની આધારભૂત હકીકતો જાણવા મળતી નથી. વળી આપ વિષેના વિસ્તૃત હાલાત પણ ઈતિહાસમાં જોવા જાણવા મળતા નથી. બાબા અલી શેર (રહ.) મજઝૂબ હતા. હંમેશા નગ્ન રહેતા.

આપ હઝરત શેખ અહમદ ખટ્ટુ સરખેજી (રહ.) થી ઘણી આસ્થા ધરાવતા હતા. આપનું ઘણુ માન–આદર જાળવતા. એક વેળા હઝરત શેખ અહમદ સરખેજી (રહ.) બાબા અલીશેર (રહ.) ને મળવા આવ્યા. દૂરથી જોતા જ બોલી ઉઠ્યા કે "જલ્દી કરો, કપડું લાવો, હું પહેરી લઉં, શરીઅતનો કોટ આવે છે !" આમ કહી આપે તરત જ કપડાં પહેરી લીધા. સરખેજમાં આપ (રહ.) નો મજાર રસ્તામાં જ છે. ૧૦ મી જમાદિઉલ અવ્વલે ઉર્સ થાય છે.



# હઝરત શમ્સે બુર્હાની (રહ.)

હઝરત કુત્બેઆલમ (રહ.) ના માનનીય ખલીફાઓમાંથી હતા. નામ ઉસ્માન હતું. સાદાત ખાનદાનમાં જન્મ થયો હતો. સૈયદ મહંમદ જાફર બદ્રે આલમ બુખારી (રહ.) એ પોતાની કિતાબ "સદ હિકાયત" માં આપ ઉરૈઝી સૈયદ હોવાનું લખ્યું છે. નાનપણથી જ હઝરત કુત્બેઆલમ (રહ.) ની સેવામાં રહેવાનું ભાગ્ય સાંપડયું હતું. હઝરતના દરબારમાં આપનો જેટલો માન મરતબો હતો તેટલો બીજા કોઈનો ન હતો. એથી જ પીરો–મુર્શિદે આપને 'શમ્સે બુર્હાની' અર્થાત જ્ઞાનની જ્યોત તરીકે સંબોધ્યા હતા, ત્યારથી જ 'શમ્સે બુર્હાની' પ્રચલિત થયા હતા. જાહેરી અને બાતિની બન્ને ઈલ્મ હઝરત કુત્બેઆલમ (રહ.) ના હાથ નીચે પ્રાપ્ત કર્યા. ધાર્મિક જ્ઞાન ઉપરાંત તસવ્વુફમાં આપ પારંગત હતા, આપના નિકાહ પણ હઝરત કુત્બેઆલમ ( રહ.) ના કુટુંબમાં થયા હતા. આપનો પરીવાર બહોળો હતો પૈત્ર સૈયદ આલમના લગ્ન હઝરત રૂકનુદ્દીન કાનશેકર ના પૈત્ર મખદુમ શેખ દાઉદની પુત્રી સાથે થયા હતા. આપની ઘણી કરામતો કહેવાય છે. ત્યાગી મહાપુરૂષ હતા. હઝરત કુત્બેઆલમ (રહ.) એ તેમને પોતાની હયાતીમાં જ લોકોને ધર્મોપદેશ–માર્ગોપદેશ કરવાની પરવાનગી આપી દીધી હતી. પરંતુ મુર્શિદની હાજરીમાં વિનયશીલતા સાચવવાના કારણે આ કામ તેઓ અદા કરતા ન હતા. તેથી કુત્બેઆલમ (રહ.) એ તેમને ખલીફા બનાવી બીજી જગાએ સ્થાયી થઈ તબ્લીગ કરવાનું સૂચન કર્યું પીરો–મુર્શિદની આજ્ઞા માથે ચઢાવી, પ્રથમ તેમણે 'બહાઉદ્દીનપુર' માં મુકામ કર્યો. સમયના સુલ્તાન અને અમીર ઉમરાવો ઉપરાંત હજારો અકીદતમંદો આપના નિવાસસ્થાન આગળ એકત્ર થઈ જતા આથી વટે માર્ગુઓ માટે રસ્તો પણ બંધ થઈ જતો. મખલુક પોતાના કારણે અડચણ ભોગવી રહી છે એમ લાગવાથી આપે બહાઉદ્દીનપુર માંથી પોતાનો પડાવ હઠાવી લીધો. પોતાનો

તમામ અસ્બાબ રાચરચીલું ખુદાની રાહમાં લુંટાવી દઇ એક સાધારણ તંબુ લઇ સાબરમતી નદીના પેલે પાર જઇ ત્યાં મુકામ કર્યો. એ જગ્યાએ ઉસ્માનપુર નામે પરું વસ્યુ છે. આજ સુધી કાયમ છે. બાદશાહી વખતમાં એ પરું અમદાવાદના સૌથી સમૃધ્ધ પરાઓમાનુ એક હતુ. આજે ગુજરાત રાષ્ટ્રિય વિધાપીઠ ઉસ્માનપુરામાં છે.

હિ. સ. ૮૬૩ ( ઇ.સ. ૧૪૫૮) ના જમાદિઉલ અવ્વલ મહિનાની ૧૫ મી તારીખે આપનું અવસાન થયુ આપ ઉસ્માનપુરા માં જ મદફૂન થયા. આપ (રહ.) નો રોજો અને સાથેની ભવ્ય મસ્જીદ સુલ્તાન મહમુદ બેગડાએ બંધાવી. તે આજે પણ અમદાવાદના જોવા લાયક મકાનોમાં ગણાય છે. સૈયદ સાહેબ નો રોજો મસ્જીદના પ્રમાણમાં ખૂબ મોટો છે. એની બાંધણી ખાસ ધ્યાન ખેચાય તેવી છે. એમાં થાંભલાને બબ્બે અને ચાર ચારની હારમાં ગોઠવેલા છે. એટલે એના ઘુમ્મટને આઠને બદલે બાર થાંભલા થાય છે. એ નવીનતા છે. રોજાની પાછળ એક નાના ઘુમ્મટમાં મસ્જીદ બાંધનાર સ્થપતિની કબર છે. મસ્જીદની બાંધણી પણ જરા જુદી પડે એવી છે. અમદાવાદની મસ્જીદોમાં મિનારા છેડા ઉપર બાંધવાની શરુઆત આ મસ્જીદથી થઇ એમ મનાય છે. એના ગોખમાં કોતરણી ઘણી સારી છે. મસ્જીદની અગાસી સુધી મિનારામાં સીડી છે. એ પછી મિનારા ઉપરના ભાગ નક્કર છે. એ વિશેષતા છે. મસ્જીદનો મહોરો થાંભલા નો બનાવેલો અને ખુલ્લો છે, એમાં કમાન વાપરેલી નથી.

હઝરત સૈયદ ઉસ્માન શમ્એ બુર્હાની (રહ.) નુ જ્ઞાન ઘણું જ બહોળુ હતુ ખાસ કરીને સુફીવાદ ઉપર ઘણી કિતાબો લખી હતી, તેમાં "મદારિજુલ મઆરિજ" મશહુર કિતાબ છે. ' જમ્આતે શાહિયા' અને "સદ હિકાયત" માં તેના કેટલાક અવતરણો મળે છે. ઉપરાંત સૈયદ હાશિમ બિન કસીર બુખારીની " સહાઇફુસ્સાદાત" માંય તેના હવાલા મળ છે, આપ ગ્રંથકાર હોવા ઉપરાંત કવિ પણ હતા, આપની એક પ્રસિધ્ધ ગઝલમાં કહ્યું છે કે, " રાજ્ય શાસન દુર્વેશોના આંગણાનુ પાથરણું છે. દુઃખ

એ ફકીરોનું ધન છે. ફકીરોની ફ્નીમાંથી ચિસ્સ્થાથી દ્રવ્ય ( આંત્મ શાન) મળે છે. દુર્વેશને રંજાડવાથી દુઃખ–આપત્તિ આવે છે. એમના આશીર્વાદ તિરસ્કારને ફેરવીને એમાથી પ્રેમ ઉત્પન્ન કરે છે. " ખચિત આપ (રહ.)નુ દિવાન હશે પરંતુ દિલગીરીની વાત છે કે આજ પર્યંત તે જોવામાં આવ્યું નથી, હાફિઝ શિરાઝીની ગઝલ ઉપર આપે એક ગઝલ લખી હતી. ૯૦ હિજરીમાં આપે ઉસ્માનપુરા વસાવ્યું ત્યારે સુલ્તાન મહંમદ શાહે અઢળક પૈસા ખર્ચી આપના માટે અહી ભવ્ય મદ્રસો બંધાવી આપ્યો છે. શેખ શાહેઆલમ (રહ.)ના " જામિયા રસૂલા બાદ" પછી આપના આ દારુલઉલૂમને પણ ઘણું મહત્વ પ્રાપ્ત હતુ. સુલ્તાન મહંમદ શાહે પોતાના શાહી પુસ્તકાલયમાની અસંખ્ય કિતાબો આ દારુલઉલૂમમાં ભેટ ધરી હતી ઉસ્માનપુરામાંના આ દારુલઉલુમમાંથી સેંકડો તાલિબે ઈલ્મએ ઉચ્ચ દીની તાલીમ પ્રાપ્ત કરી હતી, અસંખ્ય આલિમોએ અહી દર્સ આપી ઈલમે દીન ફેલાવ્યો. ગુજરાતના અરબી ઈતિહાસ જફરુલ વાલિહમાં અબ્દુલ્લાહ મુહંમદ બિન ઉમર અલમક્કીએ સુલ્તાન મેહમુદ બેગડા હ. સૈયદ ઉસ્માન શમ્એ બુર્હાની(રહ.) ના મુરીદ હોવા બાબતનો ઉલ્લેખ કરતા લખ્યુ છે કે સૈયદ ઉસ્માન મવલાના બુરહાનુદ્દીન કુત્બેઆલમ (રહ.) ના સૌથી વડા ખલીફા–ઉત્તરાધિકારી હતા તેમને શમ્એ બુર્હાનીની ઉપાધિ પ્રાપ્ત હતી. તેમણે ઉસ્માનપુરા નામનું પરું વસાવ્યુ હતુ અને ત્યાં જ રહેતા હતા. તેમની મઝાર પણ ત્યાં જ છે...........સુલ્તાન બેગડા તેમના મુરીદ હતા. કદી કદી સુલ્તાન એમનાથી ફયઝ પ્રાપ્ત કરતા રહેતા હતા. સૈયદ ઉસ્માન શમ્એ બુર્હાની (રહ.) ને સુલ્તાન બેગડા અને તેના પુર્વજો તરફથી એટલુ બધું પ્રાપ્ત થઈ ગયું હતુ કે એમને કોઈ વાતની ચિંતા રહી નહોતી. એવી જ રીતે એમના કુટુંબીજનો અને પરીવારને પણ ઘણું દાન આપવામાં આવ્યું હતુ ( તૈમુર કાલિન ભારત, ભા. ૪ પૃષ્ઠ ૪૨૯)

✪ ✪ ✪

# હઝરત સુલ્તાન એહમદ શાહ (રહ.)

ગુજરાતના સુલ્તાન અને અહેમદાબાદના સ્થાપક અેહમદશાહ પીર બાદશાહ હતા. આથી આપની ગણના પણ કેટલાક વલી માં કરે છે. આપનો ઉલ્લેખ આ કારણે જરૂરી હોવાથી અહીં આપ્યો છે.

અેહમદશાહનો જન્મ હી સ. ૭૯૩ ના ઝીલકાદ માસની ૧૯ મી તારીખે ઈ.સ. ૧૩૯૧ ના નવેમ્બર માસની ૧૮ મી તારીખે દિલ્હીમાં થયો હતો, બાદશાહનું જીવન ઘણું પવિત્ર હતું. અહેમદ શાહનું સ્થાન હિન્દુસ્તાનના મુસ્લિમ બાદશાહોમાં અનેરું છે. અહેમદાબાદ શહેરની સ્થાપના ને લીધે એમનું નામ ભારત વર્ષના ઈતિહાસમાં સદાકાળ અમર છે. અહેમદાબાદના સ્થાપનાર "બાની અહેમદાબાદ" તરીકે પણ ઓળખાય છે. થોડા મોગલ બાદશાહો બાદ કરતાં હિંદના કે હિંદના કોઈ પ્રાંતના કોઈ પણ મુસલમાન બાદશાહનું નામ અહેમદશાહ જેટલું ચિરંજીવી કે પવિત્ર નથી. અહેમદશાહ પોતાના જીવનની પવિત્રતાના લીધે આજે પણ પીરબાદશાહ ગણાય છે. આજે પણ આપનો ઉર્સ ઉજવાય છે. અહેમદશાહને આજે પણ જે બાદશાહી માન મળે છે તેવું મોગલ સમ્રાટોના થોડાક જ અપવાદો બાદ કરતાં કોઈ મુસલમાન બાદશાહ ને આજે મળતું જોવામાં આવતું નથી. એ માન આજ સુધી ચાલુ છે. બ્રિટિશ સરકારથી માંડી બાર મહીને રૂ. ૨૬૦૦ આપવામાં આવે છે, અને તે રકમ ગુજરાતના પાટનગરના સ્થાપક અને ગુજરાતની સ્વતંત્ર બાદશાહીના વંશ કર્તાના નામથી ગરીબોને અન્ન આપવામાં ખર્ચવા આવે છે. બાદશાહીના ચિહ્ન તરીકે આજે પણ આપની દરગાહ આગળ નોબત ગગડે છે.

અહેમદશાહ દયાળુ હતા. પોતાના બળવાખોર સગા તેમજ બીજા બળવાખોરોને અનેક વાર માફી આપેલી છે. વિદ્વાનો અને સંતોના આપ ચાહક-અકીદતમંદ હતા. વટવાના શેખ કુત્બેઆલમ (રહ.) અને સરખેજના

હઝરત શેખ એહમદ ખટ્ટુ (રહ.) ની સલાહને સદા માન આપતા હતા. શેખ અહમદ ખટ્ટુ સરખેજી (રહ.) ની સેવામાં રહી આપે પોતાના જીવનને પવિત્ર બનાવ્યું હતું.

એહેમદશાહની વફાત તા. ૪થી રબીઉલ આખર હિ.સ. ૮૪૬ માં થઇ એમ તબકાતે અકબરી લખે છે. તારીખે અલફી પણ એજ વર્ષ કહે છે તારીખે ફરિશ્તા તા. ૪થી રબીઉલ અવ્વલ ૮૪૭ કહે છે, જ્યારે મિરાતે સિકંદરી હિ.સ. ૮૪૫ લખે છે. એહમદશાહના સિક્કા હિ.સ.૮૪૬ સુધીના જડેલા છે એટલે વફાતનું એ વર્ષ ખરૂં માનીએ તો વાંધો નથી. એહમદશાહને વફાત પછી ""ખુદાયગાને મગફુર"" જેમનાં પાપ–ગુના માફ થયા છે એ રીતે ઓળખવામાં આવે છે.

એહમદશાહ વિદ્વાનો. સૂફીઓ અને શાએરોનાં બહુ ચાહક હતા. શાએરીનો ઘણો શોખ હતો. શેખ કુત્બેઆલમ (રહ) ની પ્રશંસા એહમદશાહ બાદશાહે એ એક કસીદામાં કરી છે. જે કસીદાના અશઆર આપણે આગલા પુષ્ઠોમાં શેખ કુત્બેઆલમ (રહ.)ના વર્ણનમાં વાંચી ગયા છીએ. *

સુલ્તાન એહમદશાહનો મકબરો માણેક ચોકમાં છે. બાજુમાં ભવ્ય મસ્જીદ છે જે જુમ્મા મસ્જીદના નામ થી ઓળખાય છે, જુની જુમ્મા મસ્જીદ પણ એહમદશાહે જ બંધાવી હતી તે હિ. સ. ૮૧૭ ઇ.સ. ૧૪૧૪માં બંધાવવામાં આવી હતી. આ મસ્જીદ બંધાયાની સાલ સંબંધી કવિતા શહેરના મુફ્તી મુલ્લાનયાઝી એ લખી છે. જેનો અર્થ નીચે મુજબ થાય છે. □

" આ મુબારક જગા જે કાબા શરીફ જેવું અજબ મકાન છે. તે કાબાની પેઠે ઇસ્લામ ધર્મના લોકોની લક્ષ્મી અને પતાકા છે. આ વખતના સુલ્તાન અહમદશાહ મોટા શહેનશાહ છે. તેમને દુનિયાના શહેનશાહ જેવો

*. આ અશઆર વટવામાં હ. કુત્બેઆલમ (રહ.)ના મઝારના દરવાજા પાસેના થાંભલા ઉપર ફારસીમાં કંડારાયલા આજેય જોવા પણ મળે છે.

□ મિરાતે સિકંદરી

ખિતાબ મળેલ છે. તેઓ વિદ્યા અને વિવેકનું ઝરણ છે. તેમનામાં ધર્મ, દાન અને સત્તા એકત્ર થયેલ છે. જે પયગંબરના વંશમાં શ્રેષ્ઠ તથા જેની ઉત્પતિ અબૂબકર હુસેનીના વંશમાં છે તેના વંશ માટે ભૂષણરૂપ છે. અલ્લાહની કૃપાથી આ મસ્જીદ તૈયાર થઇ અને તેનો પાયો નાંખવાની ક્રિયા હિ. સ. ૮૧૭ ના રજબની પહેલી તારીખે થઇ છે."

એહમદશાહ બાદશાહે સૌ પ્રથમ કિલ્લો બાંધવો શરૂ કર્યો અને તે સાથેજ રાજકુટુંબની મસ્જીદ બાંધવી શરૂ કરી એહમદશાહે આશાવલ અગર કર્ણાવતી ની અડોઅડ સાબરમતી નદીના કાંઠે એક ઉંચી સપાટ ભૂમિ પસંદ કરી ત્યાં સર્વથી પહેલો ભદ્રના કિલ્લાનો પાયો નાખ્યો. કેટલાંક આને ભદ્રનો કિલ્લો કહે છે. જંગે બદ્રની જેમ સુલ્તાન અહીં કાફિરો સાથે જંગ કરી આ વિસ્તાર કબ્જે કરી મેળવ્યો હતો એથી તેનો બદ્રનો કિલ્લો પણ કહે છે. કેટલીક મુસ્લિમ તવારીખો એને અરકનો કિલ્લો પણ કહે છે., આ કિલ્લાનો પાયો ઇસ્લામની પરંપરા મુજબ જેમના જીવન પવિત્ર હોય એવા ચાર અહમદ નામના મહા પુરૂષોના હાથે નંખાયો અને કિલ્લાની નૈઋત્યે માણેક બુરજમાં પહેલી ઇંટ મુકાઇ આ ચાર અહમદોમાં એક બાદશાહ પોતે જ હતા. હિ.સ. ૮૧૭માં બાદશાહે કોટ પૂર્ણ કરાવ્યો શહેરના ત્રણ દરવાજા પણ આ જ બાદશાહે બંધાવ્યાં હતા.

# હઝરત બાબા લઅલોઈ (રહ.)

આપ (રહ.) નું નામ મહમ્મદ હતું, પરંતુ બાબાં લઅલોઈના નામે ઓળખાય છે. આપ શેખ નિઝામુદ્દીન ઔલિયા (રહ.) ના સિલસિલએ ખિલાફતમાં શેખ નસીરૂદ્દીન ચિરાગ દહેલ્વી (રહ.)થી બયત હતા. કેલીકો મીલ પાછળ કિબ્લારૂખ સખ્ત્રઋષિના આરે નદિ કિનારે આપ (રહ.)નો મઝાર મુબારક છે. અહમદાબાદ વસ્યા અગાઉ કર્ણાવતી આસાવલમાં તબ્લીગ અર્થે આવી સ્થાયી થયા હતા. કેટલાક લખે છે કે ઉઘલખાનું લશ્કર ખંભાત જતાં અસાવલમાં રોકાયું તે આ જ જગા હતી. કહેવાય છે કે આશાભીલ આપને અને આપના સાથીઓને અવારનવાર રંજાડતો હતો, તબ્લીગી કાર્યમાં રૂકાવટ ઉભી કરતો હતો, આપે આ મહાભારે લૂંટારા વિષે આગાહી કરી હતી કે ટૂંકમાં જ તેના થનગનતા પગોમાં બેડીઓ પડશે, થયું પણ તેમ જ. સુલ્તાન અહમદ શાહે આસાવલ કબ્જે કર્યું ત્યારે આશાભીલને પણ શરણે કર્યો હતો. કહેવાય છે કે હઝરત લાલ હીરાના પારખુ હતા એથી લઅલોઈના નામે ઓળખાયા.

બીજી મહોરમ આપ (રહ.)ની વફાત તારીખ છે. ૧૦ મી સફરે ઉર્સ થાય છે. બાજુમાં જ ઐતિહાસિક મસ્જીદ છે. મહમ્મદ બિન જાફર નામના હીરાના વહેપારીએ તે બંધાવી હોવાની નોંધ પણ જોવા મળે છે. જે ભગ્ન હાલતમાં છે.



# હઝરત મલિક મહંમદ અખ્યાર

આપ સુલ્તાન' મહંમદ બેગડાના અમીર હતા. આપણે અગાઉના પૃષ્ઠેમાં શેખ કબીરૂદ્દીન નાગોરી (રહ.) ના જીવનના હાલાત વાંચી ગયા. એજ બુઝુર્ગે મલિક મહંમદનો જીવનપલ્ટો કરવામાં મહત્વનો ભાગ ભજવ્યો હતો.

જ્યારે સુલતાન મહમ્મદ બેગડા તખ્તનશીન થયા ત્યારે પોતાના ત્રણ મિત્રોને પાંચ હજારી બનાવ્યા. દરેક ને ખાનના ખિતાબથી નવાજ્યાં આ ત્રણ મિત્રોમાના મલિક મહમદે આ ખિતાબ સ્વીકાર્યો નહી કહ્યું મારુ નામ મહમદ છે. તે એટલું બધુ મુબારક નામ છે કે તે ધરાવનાર શખ્સને બીજો કોઇ ખિતાબ શોભા આપી શકે નહી !

એક વખતે આ મલિક મહંમદ અહમદાબાદ શહેરના મીઠાપુર વિસ્તારમાંથી પસાર થઇ રહ્યા હતા. સખત ગરમી હોવાના કારણે આંબલીના છાયાવાળા વૃક્ષ નીચે પોતાનો ઘોડો ઉભો રાખ્યો. શીતળ છાયડાના લીધે તે ઉમરાવને બપોરના બળતા સૂર્યના તડકામાંથી ત્યાં આરામ લેવાનો લોભ થયો. આરામ અર્થે ત્યાં રોકાયા તે દરમિયાન તેમણે જોયું કે પાસેની એક મસ્જીદમાં એક મૌલ્વી બાળકોને દર્સ આપી રહ્યા છે. આ મૌલાનાનું નામ શેખ કબીરૂદ્દીન હતું. નમાઝનો વખત થતા મલિકે શેખ કબીરૂદ્દીન સાથે નમાઝ અદા કરી. નમાઝ ખતમ થયા બાદ મૌલાનાએ મલિક તરફ પોતાની દ્રષ્ટિ કરી અને જાણે મલિકના હૃદયમાં જોતા હોય તેમ તેમની સામે ટીકી ટીકીને જોયું તે એટલે લગી કે મલિક મૌલાના તરફ આકર્ષાયા. આકર્ષણમાં તેમને એટલી બધી લહેજત પડી કે આસપાસનું ભાન ભૂલી ગયા. એ પછી તો મલિક અવારનવાર મૌલાના સેવામાં આવવા માંડયા. એક દિવસ મૌલાનાએ કહ્યું કે મલિક તમો તો દુનિયાદાર આદમી છો. તો તમારે કામ

છોડી વારંવાર અહીં શા માટે પધારો છો ? જો અલ્લાહની ઈબાદત જ કરવાનો વિચાર હોય તો દરેક ચીજનો ત્યાગ કરી દેવો જોઈએ. નહી તો આ મુજબ તમારે તસ્દી લેવી જોઈએ નહી. દુનિયાને પણ વળગી રહેવાથી તમો તમારા પ્રયત્નમાં સફળ થઈ શકશો નહી. મલિકે કહ્યું કે "હઝરત ! મને થોડો વખત આપો કે હું મારા મનથી વિચાર કરું અને જોઉં કે મારું મન શું કરવા અને શું છોડી દેવાને મને પ્રેરે છે. ? હઝરતે કહ્યું કે વારૂ એમ કરો. આ પછી મલિક મહંમદ અખત્યાર પોતાના ઘેર ગયા. પોતાના દરેક નોકરને પોતાની પાસે બોલાવી તેઓના પગાર ચૂકવી આપ્યા. તે ઉપરાંત દરેકને થોડાક પૈસા વધારે આપ્યા જેથી બીજી નોકરી શોધતા વાર લાગે તેઓ તકલીફમાં આવી પડે નહી ઘરની નોકરાણીઓને પણ આજ રીતે છુટી કરી દીધી. શાદીલાયક નોકરાણીઓને શાદી કરવા જોગા નાણા પણ આપ્યા. મલિકે દરેકને છુટા કરતી વેળા જે જે ઈચ્છા હતી તે પૂરી કરી. મલિકે તેઓને કહ્યું કે આ બધું મે પરવરદિગારને રાજી કરવા કર્યું છે. ત્યાર પછી મલિકે પોતાની પાસે જે મૂલ્યવાન ઘોડા, હાથી, રોકડ, જરઝવેરાત જે કાંઈ હતું તેની ટીપ કરી. આ ટીપ લઈ સુલતાન મહંમદ બેગડા પાસે ગયા. સલામ ભરી બેગડાને અરજ કરી કે નામવર ! મે આજથી દુનિયાનો ત્યાગ કર્યો છે એથી આપે આપેલ હોદ્દો હું પરત કરું છું મારી પાસે જે કાંઈ છે તે આપનું જ છે. અને તે હું આપને સુપ્રદ કરવા આવ્યો છું.

સુલતાન સમજ્યાં કે મલિકનું દિલ દુભાયું લાગે છે ! લાગણી સહિત મલિકને પુછ્યું કે, તમારે આમ કરવાની જરૂર નથી, જો કોઈ નાલાયક શખ્સે તમારું દિલ દુભાવ્યું હોય તેને હું કડક શિક્ષા કરીશ. મલિકે અરજ કરી કે નામવર ! આમ નથી મે મારી આખી જીંદગી સુલતાનની નોકરીમાં કાઢી છે. હવે મારે એવાની નોકરી કરવાનો વિચાર છે કે જેનો નોકર ખુદ સુલતાન પોતે છે. (એટલે કે પરવરદિગારની) આમ કહી મલિક ત્યાંથી વિદાય લઈ ઘેર ગયા.

સુલતાને પોતાના બીજા બે માનીતા અમીરો દરીયાખાન તથા અલફખાનને બોલાવ્યા. સઘળી હકીકતથી તેઓને વાકેફ કર્યા. તેઓએ સુલતાનને અરજ કરી કે અમો મલિક પાસે જઇ સમજાવીએ છીએ.

મલિક મહંમદ અત્યારે ઘેર જઇ પોતાના પત્નિને પોતાનો દુનિયા છોડવાનો વિચાર જણાવતાં કહ્યું કે તમોને હું રાજીખુશીથી તમારા માતા ભેગી જવાની રજા આપું છું. તમો જીવન પર્યંત ખાઇ શકો એટલી મિલકત આપું છું. જેથી ખુદાના દરબારમાં મારી ને વિષે પકડ થઇ શકે નહી. પત્નિએ કહ્યું કે સુખ અને આરામના દિવસો તમારી સાથે પસાર કર્યા હવે બાકીના દિવસો પણ હું તમારી સાથે જ પસાર કરવા માંગુ છું આમ કહી આ પાક દામન ઓરતે પોતાના ઝરઝવેરાત-દાગીના બધું જ વહેચી દીધું.

થોડીવારે દરીયાખાન તથા અલફખાન મલિકના ઘેર આવ્યા. મલિક તેઓને જોતાં જ સમજી ગયા કે તેઓ મને દુનિયાદારીમાં ઝકડી રાખવા આવ્યા. છે. મલિકે તેઓને બેસાડ્યા અને અંદર જઇ હજામને બોલાવી પોતાનામાથાના વાળ સાફ કરાવ્યા, એ પછી પોતાની ઓરતને લઇ પેલા બે અમીરો બેઠા હતા ત્યાંથી જ પોતાના ઘર બહાર નીકળી ગયા.

આ બંને અમિરોએ પોતાના પ્રયત્નોમાં નિષ્ફળતા મળ્યાની હકીકત સુલતાનને જણાવી સુલતાને કહ્યું કે અફસોસ ! આવા વલી સીફત અમીર મને છોડી ચાલ્યા ગયા !

આ પછી મલિક સીધા મુલ્લાં કબીરૂદ્દીન પાસે ગયા. શેખે કહ્યું કે ભલે પધાર્યા આપના પધાર્યાથી હું ઘણોજ ખૂશી થયો છું તમારા દરેક કદમ પર મારા જાનને હજારવાર અર્પણ કરું છુ. એ પછી મલિકની ઓરતને કહ્યું કે બહેન અંદર જાઓ શેખ પણ તેમની સાથે અંદર ઘરમાં ગયા. પોતાની ઓરતને કહ્યું કે, આપ જાણો છો કે આ કોની ઓરત છે ? આ ઓરત આપણા વખતના શેખ ઇબ્રાહીમ અહમદની ઓરત છે. તેમની સોબતને ગનીમત સમજી તેમની ખિદમત કરવાની એક પણ તક જતી કરશો નહી.

આ પછી મલિકને પોતાના પંથમાં દાખલ કરી શાગીર્દ બનાવ્યા.

એમ કહેવાય છે કે મલિક પોતાના નફસની ઈસ્લાહ કરવા ખાતર દરરોજ શેખને માટે પાણીનું મટકું ત્રણ દરવાજાને રસ્તે થઈ સાબરમતી નદીમાંથી પોતાના માથા પર મૂકી લાવતા. લોકો આ જોઈ મલિકને દીવાનો તથા ચસકેલા ભેજાના ગણવા લાગ્યા. મલિક તેઓની કશી પરવા કરી નહી તેઓ તો પોતાના તે જ પ્રકારના જીવનને વળગી રહ્યા.

એક દિવસે સુલતાને મલિકને આ હાલતમાં જોયા. દરીયાખાનને કહ્યું કે "તમો મલિક મહંમદને જુઓ છો ? જો તે મઝહબને ખાતર આવી દશામાં પોતાને મૂકી રહ્યા છે તો તેમના મનની સ્થિતિ અત્યારે કાંઈ વિચિત્ર જ હોવી જોઈએ. !" દરીયાખાનને કહ્યું કે તેમની કમાણાની રીતભાતથી મને એમ લાગે છે કે ટુંક વખતમા લોકો એમના પગની રજ–ખાક ઉપર પોતાનું માથું મૂકશે. (એટલે કે લોકો એમને ઘણું માન આપશે. )

જેમ જેમ વખત પસાર થતો ગયો તેમ તેમ મલિક ફકીરીમાં ઘણાંજ ઉંચે દરજ્જે પહોંચતા ગયા આખરે તેમણે પોતાની મુરાદ હાંસલ કરી. લોકોમાં મલિક મહંમદની ફકીરી જાહેર થઈ ગઈ. હજારો લોકો તેમની પાસે જમા થવા લાગ્યા.

એક દિવસે હજરત શેખે મલિકને પોતાની ઈચ્છા જણાવતા કહ્યું કે હવે મારી જીંદગીના દિવસો પુરા થઈ રહ્યા હોવાનું મને લાગે છે. મારી અંતિમ ઈચ્છા એ છે કે તમોને આથીય વધુ ઉંચાં દરજ્જા ઉપર પહોંચાડું પરંતુ તમો અડધેથી અટકી ગયા લાગો છો. શેખના આ શબ્દો મલિક સમજી ગયા. મલિક હવે એવી રીતભાત અપનાવવા માંડી કે જેથી લોકોનાટોળાં પોતાની પાસે આવતા બંધ થઈ જાય. જો કોઈ અમીરજાદો મલિકની સેવામાં ઘોડા ઉપર સવાર થઈ આવતો તો મલિક તેને પૂછતા કે આ ઘોડો તમારો છે ? તે કહે કે હા મારો છે તો મલિક તરત જ કહેતા કે તે ઘોડો ફલાણા માણસને મારા ખાતર આપી દો. લાચાર થઈ શરમના માર્યા તે ઘોડો આપી દેવો પડતો. ફરીથી તે મલિકની મુલાકાતે આવવાનું

માંડી વાળતો, આજ રીતે કોઇ કીમતી ચીજ સાથે આવતું તો મલિક તે ચીજ ગરીબ કે હાજતમંદ શખ્સને અપાવી દેતા મલિકની આવી રીત-ભાત થી લોકો આવતા બંધ થવા લાગ્યા. રસ્તામાંય મલિક નીકળતા તો લોકો આમ તેમ થઇ જતા કે ક્યાંક આપણી પાસેથી કોઇ વસ્તુ લઇ બીજાને આપી દેશે.

આ પછી મલિકની કીર્તિ એટલી બધી વધી કે લોકો હૈજ અર્થે આવવા માંડયા મલિક ને મહંમદને અખત્યારનો ખિતાબ બક્ષવામાં આવ્યો. શેખ શાહેઆલમ (રહ.) ના એક અકીદતમંદ બુઝુર્ગે મલિક મહંમદની સેવામાં આવવાનું શરૂ કર્યું આ વાત કોઇકે શેખ શાહઆલમ (રહ.) ને કરી. શેખ શાહે ફીકર નહી એમ કહી આ પંક્તિ ઉચ્ચારી;

હર કુરાબા શુદ દો આલમ અખત્યાર
ઉ કુનદ ખિદમત મહંમદ અખત્યાર

અર્થાત "જે બને દુનીયામાં ભાગ્યવંત થવા માગે છે તે મહંમદ અખત્યારની ખિદમત કરવાનું સ્વીકારે છે."

એક દિવસ શેખ શાહઆલમ (રહ.) અકસ્માતે મલિકના ભેગા થયા. બન્નેએ એક બીજા પાસેથી ખિર્કહ માગ્યો મલિકે કહ્યું કે આપવાનું કામ તો સંત પુરૂષો (શાહો) નું છે. શેખ શાહઆલમ (રહ.) એ કહ્યું કે મલિક પણ તેમાના એક (શાહ) છે. આમ કહી શેખ શાહે મલિકને પોતાનું પહેરણ આપ્યું મલિકે શાહ સાહેબને પોતાની ટોપી અર્પણ કરી.

મલિક મહંમદ અખત્યારનો મઝાર શેખ કબીરૂદ્દીનના મઝારની બાજુમાં સરસપુરમાં વહોરાઓના મકબરા પાસે છે.



# હઝરત બાબા એહમદ ખ્ખોરી (રહ.)

આપ (રહ.) નું મુળવતન મદીનાશરીફ હતું.આપના પૂર્વજો મદીનાશરીફ સિન્ધ ખાતેથી આવી વસ્યા હતા એ પછી નાગોર શરીફ ખાતે સ્થાયી થયા. શેખનો જન્મ પણ નાગોર શરીફમાં જ થયો હતો. એક રિવાયત મુજબ આપનોજન્મ ભીકરમાં થયો હતો એમ જોવા મળે છે એથી કેટલાકો આપને 'ભીકરી' લખે છે. દિલ્હી ખાતે આપે ઉચ્ચ દીની તાલીમ અને તસવ્વુફનું જ્ઞાન મેળવ્યું હોવાનુ જાણવા મળે છે, તબ્લીગ તેમજ લોકોની ઈસ્લાહ અર્થે આપ જીવનના છેલ્લા વરસોમાં અહમદાબાદ આવી વસ્યા આપે શેખ નિઝામુદ્દીન ઔલિયા (રહ.) ના સિલ્સિલાથી બયત અને ખિલાફત મેળવી હતી. ગુજરાતના નામાંકિતના બાર બાબાઓમાં આપની ગણના થાય છે. એક રિવાયત મુજબ નસીરૂદ્દીન ચિરાગ દહેલ્વી (રહ.) થી પણ આપે ફૈઝ મેળવ્યો હતો.

આપ (રહ.) ની વફાત હિજરી ૮૨૦ના શવ્વાલ માસની ૧૯મી એ થઈ. શહીદુલ્મિલ્લત (૮૨૦) થી આપની વફાત ની સાલ નીકળે છે. મિરાતે અહમદીમાં ૧૯મી ઝિલ્કઅદ લખી છે. અલીફની મસ્જીદ સામે આપ (રહ.) નો મઝાર મુબારક છે. આપના મઝારમાં કરીમશાહ બાપુની કબર છે મસ્જીદની બાજુમાંજ નાનકડી તવારીખી મસ્જીદ છે જે એક કાળે ગઝનવી મસ્જીદ ઉર્ફે નાઅલ્લબંદિની મસ્જીદ તરીકે ઓળખાતી હતી. આ મસ્જીદનો અત્યારે ઈબાદત તરીકે ઉપયોગ વપરાશ નથી. તે કાચી માટીની દિવાલો તથા દેશી નળિયાની છતથી બનેલા એક નાના ઓરડાના રૂપમાં છે. મસ્જીદમાં મહેરાબ અને બાજુમાં ઓટલા છે. શેખ પોતાની ઈબાદત માટે તેનો ઉપયોગ કરતા હોવા જોઈએ. એક કાળે આ મસ્જીદમાં શહેરના લોકો પોતાની મુરાદો

બર લાવવા ચિરાગ તથા દીવા બત્તી કરતા હતા. શહેરના લોકો પોતાના ઝઘડાની પતાવટ કરવા આ મસ્જીદમાં આવી સચ્ચાઈના કસમ ખાતા હતા. શેખ કુત્બેઆલમ (રહ.) ના દાદાજી શેખ મખ્દુમ જહાન્યાં જહાંગશત (રહ.) અહમદાબાદની સ્થાપના અગાઉ અહી પધાર્યા ત્યારે આ મસ્જીદમાં એક રાત રોકાયા હોવાનો ઉલ્લેખ ''મનાકિબે બુર્હાની'' નામક ફારસી ભાષાનાં હસ્તલિખિત ગ્રંથમાં જોવા મળે છે.



# હઝરત મલિક શાબાન (રહ.)

મલિક શાબાન સુલ્તાન મહંમદ બેગડાના ઉમરાવો માના એક હતા તે ઘણા જ દિલાવર અને ખુશ મિજાજ હતા. સુલ્તાન તરફથી તેમને મલિક શર્કનો ખિતાબ આપવામાં આવ્યો હતો. આ મલિક રાજખટપટના બુરા ચક્કરમાં ફસાયા હતા પરંતુ નસીબજોગે તેમાંથી ઉગરી ગયા હેવા બાબતની રસપ્રદ હકીકતો આપણને ઈતિહાસમાં વાંચવા મળે છે. સુલ્તાન મહંમદ બેગડાએ રાજવહીવટ સંભાળયાના પ્રારંભના દિવસો હતા એ વેળા કેટલાક ઉમરાવોએ મલિક વિરૂધ્ધ કાવત્રુ રચી બાદશાહના કાન ભંભેર્યા કે મલિક મનમાં મેલી મુરાદ સેવે છે. પોતાના છોકરાને રાજગાદી ઉપર બેસાડવાનું કાવત્રુ રચી રહેલ છે. અમે આપનું નીમક ખાધું છે તેથી અમારાથી આ વાત સહન કરી શકાય તેમ નથી. આ બાબતમાં તપાસ થવી જોઈએ.

સુલ્તાનને તેઓને પુછ્યુ કે આ બાબતમાં તમારી શી સલાહ છે? તેઓએ સલાહ આપી કે ક્યાં તો મલિકને મારી નાંખો અથવા કેદ કરો સુલતાન ચુપ રહ્યા થોડીવારે મલિક ત્યાં આવ્યા ત્યારે આ ઉમરાવોએ

રચેલ કાવત્રા મુજબ તેમને પકડી ગરદન પર-સાંકળ અને પગમાં બેડી નાંખી તેમના ઉપર પોતાના પાંચસો વિશ્વાસુ સિપાહીઓ મૂકી કેદ કર્યા.

મોડી રાત્રે હાથીખાનાના ઉપરી અધિકારી અબ્દુલ્લાહ સુલતાનને ખાનગીમાં મળ્યા. વિનંતી કરતાં કહ્યુ કે મલિકને કેદ પકડી રાખવું સલાહ ભર્યુ નથી. કારણ કે જે ઉમરાવો મલિકના દોસ્ત છે તેઓ આ બનાવથી દેશ છોડી જવા માંગે છે. મલિક વિરૂ કાવત્રુ રચી તેને ખોટી રીતે કેદ પકડી રાખવામાં આવેલ છે. ઉલટુ સામાવાળા અમીરોએ આપ સુલતાનના કાકા હબીબખાનને પોતાના ઘરમાં સાચવી રાખ્યા છે. જેથી બળવો કરી હબીબખાનને રાજ્યનું સુકાન સોંપી રાજ્યની લગામ પોતાના હાથમાં રાખે. સુલતાને રાતોરાત પોતાના વિશ્વાસુ અમીરોને બોલાવી સલાહ–મશ્વેરો કરી એવો નિર્ણય કર્યો કે મલિકને છોડી દેવા અને બળવો કરવાની ઈચ્છા રાખનાર અમીરોના ઘર બાર લુંટાવી દેવા જેથી કરેલાં કૃત્યના ફળ ભોગવે.

સુલ્તાને મલિક અબ્દુલ્લાહને તમામ હાથીઓ સજ્જ કરી લાવવા હુકમ કર્યો. ત્યાર પછી સુલ્તાનને બહાર આવી હુકમ કર્યો કે હરામખોર મલિકને બંદીખાનામાંથી બહાર લઈ આવો જેથી હું તેને પૂરતી સજા કરું. પરંતુ અમીરોએ મૂકેલા પહેરેગીરોએ સુલ્તાનનો હુકમ માનયો નહી છેવટે સુલતાન ભદ્રના બુરજ પર ચઢ્યા અને ક્રોધથી મોટે ધાંટે કરી હુકમ કર્યો કે રાઅખાનને બહાર લાવો. જ્યારે સુલ્તાનનો ક્રોધ ભર્યો અવાજ પહેરેગીરોને કાને પડ્યો ત્યારે મલિકને બંદીખાનામાંથી બહાર લાવ્યા તેઓ સમજ્યા કે ખરેખર સુલ્તાન મલિક સજાજ કરવા માંગે છે. સુલતાને ફરીથી કહ્યુ કે એને ઉપર લાવો કે જેથી એને હું પૂછું કે તને બાદશાહનો જરા પણ ખ્યાલ કે ખોફ ન આવ્યો ? કે આવો વિચાર કર્યો ? જ્યારે મલિકને સુલ્તાન સામે લાવવામાં આવ્યા ત્યારે સુલ્તાને હુકમ કર્યો કે તેમનામાંની બેડીઓ છોડી કાઢો. જ્યારે પહેરેગીરોએ સુલ્તાનનો આવો વર્તાવ જોયો ત્યારે તેમાના કેટલાક નાશી કાવત્રાખોર અમીરો પાસે દોડ્યા કેટલાક હાથ જોડી ઉભા રહ્યા. તેઓએ કહ્યુ કે અમો તો સુલ્તાનના નોકરો છીએ. સુલતાનના હુકમ

મુજબ અમોએ મલિકને કેદ કર્યા હતા હવે આપનાજ હુકમ મુજબ તેમને છુટા કર્યા એમાં અમારો કશો વાંક કે ગુનો નથી, સુલતાને તેઓને માફ કર્યા.

આ પછી કાવત્રાખોર અમીરોમાંનો નિઝામુલમુલ્ક પાટણ તરફ નાઠો. ફરીરૂદ્દીન અઝ્ઝુલમુલ્ક સાબરમતીના કાંઠે કાંઠે આગળ ભાગ્યો જ્યાં એક ગામ આગળ એક રાજપુતે તેને મારી નાંખી તેનું માથું સુલ્તાન સામે રજૂ કર્યું બુરહાનુમુલ્ક શરીર ઘણો જાડો હતો તેથી દોડી શક્યો નહી. સાબરમતીના પેલાપાર ફતેહપુર પાસે ઘોડો છુટો મૂકી ખુણામાં આસરો લીધો. ત્યાંથી સુલ્તાનના જનાનાનો એક નોકર હઝરત શેખ અહમદ ખટ્ટુ (રહ.) ના રોઝાની ઝ્યારત કરવા ગયો હતો જે ત્યાંથી પસાર થતાં તેણે બુરહાનુલ્મુલ્કને ઓળખ્યો તેને પકડી સુલ્તાન સમક્ષ હાજર કર્યો. સુલ્તાને તેને હાથીના પગ તળે કચડી મારી નાંખવાનો હુકમ કર્યો. મૌલાના ખઝરી સફીઉલ્મુલ્કને પકડી દીવ મોકલી દઈ ત્યાં કેદ રખવામાં આવ્યા. તે મલિક શઅબાનનો મિત્ર હતો તેથી મલિકે તેનો ગુનો માફ કરાવી દીવથી પાછો બોલાવ્યો સુલતાને તેને માફ કરી મલિકને સિફારીશથી જાગીર આપી આ પછી સુલતાનના મરણ સુધી કોઈએ હુકમનું ઉલ્લંઘન કરવાની હિમ્મત કરી નહી. (મિરાત સિકંદરી)

મલિક શઅબાન ઘણા જ ખુશ સ્વભાવના અને ઉદાર હતા. એમ કહેવાય છે કે તે અરસામાં પૂર્વ તથા પશ્ચિમમાં તેમના જેવા કોઈ વઝીર હતાં નહી. તેઓ દરેકને ખુશ રાખતા "બાગેશઅબાન" મલિકે બનાવડાવ્યો હતો. પોતાના જીવનના અંતિમ દિવસોમાં તેમણે દુનિયા ત્યજી દીધી. આ બાગમાં એકાંતમાં બેસી અલ્લાહની ઈબાદતમાં પરોવાયા. સુલ્તાને તેમને પોતાનો હોદ્દો ફરીથી સંભાળવા ઘણું સમજાવ્યો છતાં માન્યા નહી. તેમણે સુલ્તાનને કહ્યું કે "જે રાહત અને આરામ મને મારા આ બાગના ખૂણામાં એક દિવસમાં મળી શકે છે તેટલી રાહત અને આરામ મને મારી આખી જીંદગીમાં મળ્યા નથી. બાકીના આખા જીવનમાં મલિક આ બાગમાંથી બહાર આવ્યાં નહી. આ બાગમાં જ મસ્જીદના કંપાઉન્ડમાં આ મલિકની કબ્બર છે. ખુદાના તેમના ઉપર રહમ હજો !

# હઝરત મુસા સુહાગ (રહ.)

આપ (રહ.) કામિલ ફકીર અને ઉંચા દરજ્જાના વલીએ કામિલ હઝ. શાહ સિકંદર બુદલા (રહ.)ના મુરીદ અને ખલીફા હતા. "રવઝતુશશાહિયા"ના કર્તા લખે છે કે આપ કામિલ દુર્વેશ હતા. અને ચિસ્તીયા ખાનદાનમાંથી હતા, આપ (રહ.)ની ગણના મશ્હુરુલઅવલિયામાં થાય છે. પોતાની જાતને છુપાવવા સ્ત્રી વેષે રહેતા, હાથમાં બંગડીઓ પહેરતા, કેટલીક વેળા ગવૈયાઓના ટોળામાં ભળી શહેરમાં નીકળતા. અલ્લાહવાળાઓને શોધનાર ચકોર દ્રષ્ટિવાળાઓએ આપને આ સોંગ (ગુપ્ત વેશ) માં પણ શોધી કાઢ્યા હતા. એક રિવાયત મુજબ છેવટે પોતાની શખ્સીયત જાહેર થઇ જવાથી જમીન ઉપર પગ ઠોકી જમીન ફાડી તેમાં સમાઇ ગયા.

મુસ્તનદ આધારભૂત તવારીખોમાં આ વિષે એક રસપ્રદ બનાવ જોવા મળે છે. આપના સમયમાં એક વર્ષે ભયંકર દુષ્કાળ પડ્યો. શહેરના બુઝુર્ગો અને આલિમો અલ્લાહના દરબારમાં વરસાદ માટે દુઆ માંગતા હતા છતાં વરસાદ વરસતો નહોતો. લોકો દુઆ અર્થે શેખ શાહઆલમ (રહ.) પાસે પણ પહોંચ્યાં. આપે કહ્યું કે ત્રણ દરવાજા પાસે જાવ, ત્યાં હિજડા વેશધારી એક બુઝુર્ગ બેઠેલા હશે. તેમની પાસે જઇ દુઆ માટે અરજ કરો, લોકો ત્યાં પહોંચ્યા. દુઆ માટે અરજ કરવા માંડ્યા શેખે તેઓને બહાના કાઢી ટાળવાની ઘણી કોશિશ કરી છતાં તેઓ દુઆ માટે વળગી જ રહ્યા. શેખ મુસા બોલ્યા કે મારી સોક (હ. શાહઆલમ) એ લોકોમાં મને જાહેર કરી દીધો. આમ કહી દુઆ માટે હાથ ઉઠાવ્યા. આસમાન તરફ જોઇ ચોધાર આંસૂએ રડતા જોરથી અવાજ આપ્યો કે હે મારા ખાવિન્દ ! તું વરસાદ વરસાવે છે કે નહી ? તું મારી માંગણી કબૂલ નહી રાખે તો આ સુહાગની ચુડીઓ બંગડીઓ ફાડી નાંખું છું આમ બોલી આપ બંગડીઓ ફોડવાની તૈયારીમાંજ હતા કે એકાએક ઘનઘોર વાદળા છવાયા, અને વરસાદ તૂટી પડ્યો.

આમ લોકોમાં આ રીતે પ્રસિદ્ધ થઇ જવાથી પડદે થઇ ગયા! કહેવાય છે કે જમીનમાં સમાઇ જવાથી આપને શોધવા જમીન ખોદવામાં આવી તો આપ બાજુમાં સરકી ગયા આમ ત્રણ વખતપ્રયાસ કરવા છતાં હાથ આવ્યા નહી છેવટે શોધવાના પ્રયત્નો માંડી વાળવામાં આવ્યા આ રહસ્ય રહસ્ય જ રહેવા દઇ આપના મઝારમાં એકથી વધુ ચાર કબરો બનાવવામાં આવી . એક નોંધ મુજબ દુઆ માંગવા વિનંતી કરનાર લોકોમાં શહેરના કાઝી અને મહંમદ બેગડા પણ હતા. જ્યારે બેગડાએ મુસા સુહાગ (રહ.)ઉપર જમીન ઢંકાતી જોઇ ત્યારે તેમણે તે જગાએ ખોદાવ્યું હતું. પરંતુ તેમનું મસ્તક બાજુમાં દેખાયું. આમ ચાર વખત ખોદવું પડ્યું. છેવટે સુલતાને કહ્યું કે હવે ફુલ ચઢાવો આ ઉપરથી આ પીરનું મસ્તક પાંચમી વખત દેખાયું હતું. પોતાને ફુલ વગેરે કાંઇ જોઇતું નથી એમ કહી આ પીરનું મસ્તક સદા માટે અદૃશય થઇ ગયું ! આથી આપની ચાર કબરો ઉપરાંત પાંચમી કબર દિવાર બહાર છે એવી માન્યતા છે.

આપ (રહ.)ના પડદે થઇ જવાનો આ બનાવ ૧૦ મી રજબ હિજરી ૯૫૩ નો છે. આપના રોઝાની પાસે એક ચંપાનું ઝાડ છે. તેની ડાળીઓમાં સેંકડો બંગડીઓ ભરાવેલી જોવા મળે છે. જેમણે આ ચંપા ઉપર બંગડીઓ ચઢાવવાની માનતા માનેલી હોય તે ડાળીઓમાં ભરાઇ જાય તો તેમની મુરાદ-પ્રાર્થના સ્વીકારાઇ છે એમ તેઓ માનતા હોય છે.

મુસા સુહાગ (રહ.)ને માનનારા ફકીરો અનુયાયીઓ સૌભાગ્ય વતી સ્ત્રીના કપડામાં ફરનાર એકાદ ગુજરાતમાં ક્યાંક ક્યાંક જોવા મળે છે. તેમને માનનારા ફકીરો પસંદેલી સ્ત્રીની માફક લાલ સાડીના દુપટ્ટા લાંબા ઝભ્ભા અને સુરવાલ પહેરે છે. કેટલાક પુરુષો જેવાં કપડાં પહેરે છે નાકમાં "બુલાક" જાતની વાળી પહેરે છે. આ વાળી બે નસકોરાં વચ્ચેના ભાગમાં વિંધ પાડી ત્યાં પહેરવામાં આવે છે. કોઇ વિધવા યુવતિ બુલાક પહેરી શકે નહી. તેથી આ નિશાની ઉપરથી આ વર્ગના ફકીરો પોતે અલ્લાહ તઆલાની સદા સૌભાગ્યવતી બીબી હોવાનું ઇશ્કમા જણાવે છે. સ્ત્રીઓનો પહેરવેશ અને આખી જીંદગી બ્રહ્મચારી હોવાનું વ્રત સામાન્ય રીતે અરૂચિકર હોવાથી આ સંપ્રદાયમાં વધારે માણસો જોડાતા નથી !

## મખદૂમ શેખ અઝીઝુલ્લાહ (રહ.)

આપ 'મુતવક્કલ ઈલલ્લાહના' નામથી પ્રસિદ્ધ હતા. આપની કરામતો લોકોમાં જાણીતી હતી. આપના વંશજોમાં ઘણાં ખરા વિદ્વાનો થયા છે. શેખની કબર માદલપુરમાં છે. અને ૨૩મી સફરે ઉર્સ થાય છે.



## શેખ સિરાજુદ્દીન (રહ.)

હઝરત શેખ અઝીઝુલ્લાહના પુત્ર હતા. આપ હઝરત કુત્બેઆલમ (રહ.)ના ખલીફા શેખ અલી ખતીબના શિષ્ય હતા.

સુલતાન મહમૂદ બેગડાએ આપ હજરતથી પણ ફૈઝ મેળવ્યો હતો કહેવાય છે કે પોતાના જીવનના અંતિમ વર્ષોમાં સુલતાન ઉદાસ અને દિલગીર રહેવા માંડ્યા ઘણીવાર આશ્રુપાત કરતા. એક દિવસ મલિક સારંગે *આટલો બધો વૈભવ અને બાદશાહી પ્રાપ્ત થયા છતાં સુલતાન માટે અશ્રુપાત કરવાનું શું કારણ છે ? એમ પુછતા સુલતાને જવાબ આપ્યો કે અરે મૂઢ હું તને શું કહું ? મારા મુરબ્બી શેખ શાહઆલમ (રહ.) કહેતા હતા કે આખરે મહમૂદ (જ્ઞાની) થશે. હું જેમ તેટલો પ્રયાસ કરૂં છું તો મારામાં આ ભલાઈ આવતી નથી મારી જીંદગી દિન પર દિન ઓછી થતી

* મલિક સારંગ ઉર્ફે કિવામુલ્મુલ્ક સુલતાન મહમદ બેગડાના અમીર હતા. સારંગપુર તેમણે જ વસાવેલું છે તેઓ ઘણા કાબેલ વિદ્વાન અને શક્તિશાળી માણસ હતા.

જાય છે. અને ગયેલી જીંદગી પાછી આવતી નથી તેથી મને આશ્રુપાત થાય છે મનમાં દિલગીરી રહે છે કે અફસોસ કે જ્યારે શક્તિ હતી ત્યારે ખુદાને ઓળખી શક્યો નહી અને જ્યારે ઓળખવાની શક્તિ આવી ત્યારે ઓળખી શક્તો નથી !

પોતાના મનની આવી પરિસ્થિતિના કારણે તેમણે હઝરત શેખ સિરાજુદ્દીન (રહ.) પાસે જવાનું નક્કી કર્યુ. હઝરત શેખની પાત્રતા વિષે સુલતાને પડપુછ કરવી શરૂ કરી. એક વેળા સુલતાને પોતાના દરબારીઓમાના અમીનુલ્મુલ્કને આ વિષે હકીકત પુછી અમીનુલ્મુલ્ક શેખના શિષ્ય હતા. તેમણે શેખની પ્રશંસા કરી + મિરાતે અહમદીમાં સુલતાનના શેખની સોહબત મેળવવાના વિચાર સંબંધે સહેજ જુદો અહેવાલ જોવા મળે છે. તેમાં છે કે;

એક દિવસે હઝરત શાહેઆલમ (રહ.) એ શેખ સિરાજુદ્દીનને કહ્યું કે એક દિવસ સુલતાન મહમુદના દિલમાં વલોપાત ઉત્પન્ન થશે. તે વખતે તમો સુલતાનનો ઈલાજ કરવામાં ક્યાસ રાખશો નહી. પાછળથી સુલતાનના મનની આ હાલતની જાણ શેખ સિરાજુદ્દીનને પણ થઈ પોતે પોતાની શખ્સીયત છુપાવતા હતા એથી આપનામાંની શક્તિ વિષે લોકો અજાણ હતા. તબાબત વૈદકીય ઈલાજ દ્વારા લોકોની સેવા કરી રહ્યા હતા. એક દિવસે આજ અમીનુલ્મુલ્ક શેખ પાસે ઈલાજ અર્થે આવ્યાં. તેઓ ઈલાજ અર્થે ઘણા ઠેકાણે ફરી વળ્યા હતા છતા ફાયદો પડતો ન હતો અહી આવતા હઝરતથી તેમને ફેર મળી ગયો. અમીનુલ્મુલ્ક દ્વારા હઝરતને સુલતાનના મનની આ પરિસ્થિતિની જાણ થઈ. શેખને હઝરત શાહેઆલમ (રહ.)એ વર્ષો પહેલા કહેલ સૂચના યાદ આવી. શેખે અમીનુલ્મુલ્ક દ્વારા સુલતાનને કહેવડાવ્યું કે તમારી બિમારીનો ઈલાજ અમારી પાસે છે.

આ પછી સુલતાનના દિલમાં શેખનો સમાગમ કરવાનો દ્રઢ વિચાર

+ મિરાતે સિકંદરી

થયો. એક દિવસ સુલતાને અમીનુલ્મુલ્કને કહ્યું કે આજ રાત્રે ઇશાની નમાઝ પછી તમો એકલા સાબરમતીના કિનારા પર આવેલી બારી આગળ આવજો. અમીનુલ્મુલ્ક તે સમયે ત્યાં હાજર રહ્યા છુપા વેશે ત્યાં સુલતાન આવ્યાં. બંને જણ શેખના મકાન ઉપર ગયા. શેખ એક જુના ખાટલા ઉપર બેઠા હતા સુલતાન પણ ખાટલાની પાગથે બેઠા. ઔપચારિક વાત ચીત પછી સુલતાને કહ્યું મારે એક અરજ છે અને આશા છે કે તેનો જવાબ આપ આપનાર ઇલ્મ–જ્ઞાન પ્રમાણે આપશો. શેખે કહ્યું જે કહેવાનું હોય તે કહો સુલતનને પૂછ્યું કે મારા સાંભળવામાં આવ્યું છે કે આપ સત્ય માર્ગથી ભુલા પડેલા જનોને સત્યના સાચા માર્ગે વાળો છે અને જો એમ હોય તો ખુદા ખાતર મને પણ તે માર્ગ બતાવો ! શેખે જવાબ આપ્યો કે જો એમ હોય તો તેવી ઇચ્છા રાખનારા આતુર શખ્સને ફકીરો જ્ઞાનના દ્વાજા ઉઘાડી આપે છે. સુલતાને નમ્રતાથી અરજ કરી કે હજરત શેખ એવો એક આતુર પુરૂષ આ મહમૂદ પણ છે. ખુદા ખાતર એવો ઇલાજ બતાવો કે મહમૂદ આત્મજ્ઞાનના અંધકારમાંથી મુક્ત થાય અને જલ્દીથી સત્યના માર્ગે કંટાય. શેખે કહ્યું કે તમારા શિરે રાજ્યની જવાબદારી રહેલી છે. તમારા ખભા ઉપર પ્રજા પાલનનો મોટો બોજો છે. આ રસ્તા તરફ આવવા માંગતા આગંતુકે પહેલા તો આ બધી ઉપાધિઓનો ત્યાગ કરવો જોઇએ જેથી ધારેલું કામ બીના અવરોધે પૂર્ણ–ફળીભુત થાય આ માર્ગની રીતો ખુલ્લી છે તેનું વર્ણન કરવાની અથવા સમજાવવાની શી જરૂર છે ? સુલતાને કહ્યું કે આપશ્રી સાથે આ મુલાકાતમાં મારૂ મન એવું થયું છે કે જો આપ મારી સેવા સ્વીકારો તો હું મારી ગાદીનો પણ ત્યાગ કરૂં • આ ક્ષણભંગુર દુનિયામાં હાડકા અને રોટલાના બજારમાં ભીખ માંગવાનો વખત આવે અથવા ગાંડો સમજી બાળકો પથ્થર પણ મારે તો તેવી હાલત સર્જવા પણ હું તૈયાર છુ. જે કાંઇ આપને પ્રાપ્ત છે એનો ૧૦મો ભાગ પણ મને મળી જાય તો મારી

• મિરાતે સિકંદરી

સલતનત તો શું પરંતુ આખી દુનિયાની સલતનત કરતાય તેને ઉત્તમ સમજું છું. ▲

આ શબ્દો સાંભળી શેખ ઘણા ખુશી થયા બોલ્યા કે જો બાદશાહી ન્યાય – ઈન્સાફથી ચલાવવામાં આવતી હોય તો તે આ વાતને અવરોધ કરનારી નથી. બાદશાહને માટે પોતાની આખી ઉંમરમાં જો એક ક્ષણ ન્યાય આપો તો તે સો વર્ષની ઈબાદત કરતાય વધુ છે તે પછી શેખે સુલતાનને કહ્યું કે તમો હવે, હું આવતી કાલે જે કાંઇ કહેવડાવું તેના ઉપર અમલ કરજો.

બીજે દિવસે સુલતાને અમીનુલ્મુલ્કને શેખ પાસે મોકલ્યાં. શેખે કહ્યું કે સુલતાન ઘણા સારા માણસ લાગે છે, ફકીરોનાં તે દોસ્ત છે. મારું મન સુલતાન તરફ આકર્ષાયું છે, મારી ઈચ્છા છે કે હું પોતે જ સુલતાનની નોકરી સ્વીકારું, માટે તમો સુલતાન પાસે જઇ મારા માટે ભલામણ કરો, શેખની આવી વાતથી અમીનુલ્મુલ્કને ઘણુ આશ્ચર્ય થયું, તેમણે કહ્યું કે સુલતાન પોતે તમારી •સેવા માં રહેવાની ઈચ્છા રાખે છે. છતાં આપે જે. કાંઇ કહ્યું તે સુલતાનને કહીશ, શેખે ફરીથી કહ્યું કે સુલતાનની નોકરી કરવામાં ઘણા ફાયદા રહેલા છે.

અમીનુલ્મુલ્ક ત્યાંથી ઉઠયા અને મનમાં ખેદ કરવા લાગ્યા કે મે તો શેખની સુલતાન આગળ કાંઇ જુદી જ વાત કરી હતી, શેખ તો હવે કાંઇ જુદી જ વાત કરે છે. તેમણે સુલતાન પાસે જઇ સઘળી બાબત કહી સુલતાને શેખને પૂછાવ્યું કે તમને કઇ પદવી લેવાની ઈચ્છા છે ? શેખે કહેવડાવ્યુ કે હિસાબી જ્ઞાન મને સારૂં છે તેથી મને રાજ્ય હિસાબી કામની જવાબદારી મળવી જોઇએ, સુલતાને તેનો સ્વીકાર કર્યો ★

બીજા દીવસે શેખ કમરે તલ્વાર બાંધીને ઘોડા પર સવાર થઇ બાદશાહની ખિદમતમાં આવ્યા.

▲ મિરાતે સિકંદરી ★ મિરાતે અહમદી

શહેરના લોકો કે જે શેખને કુતુબ અને ગોસ સમજતા હતા તેઓએ આ વાત સાંભળી શેખ પરથી પોતાની આસ્થા–અકીદત ઉઠાવી લીધી. તેઓમાં એ વાત ચર્ચાનો વિષય બની ગઈ કે શેખે આખા જીવનની સંચિત કરેલ ઈબાદત ધોઈ નાંખી. ધનની લાલચમાં ફકીરી ત્યજી દીધી. શેખ સુલતાનની અકીદતનો ગેરલાભ ઉઠાવી દુનિયા એકત્ર કરવાની લાલચમાં ફસાયા છે. લોકો શેખના ઘર જતા આવતા બંધ થયા અને તિરસ્કાર કરવા માંડ્યા.

શેખે આ મુજબ કંઈપણ હરકત સિવાય સુલતાનની નોકરીમાં કેટલાક દિવસ ગાળ્યા. એક દિવસ શેખે અમીનુલ્મુલ્કને કહ્યુ કે સુલતાનને વિનંતી કરો કે મારી વૃધ્ધાવસ્થાના કારણે મારું ઘર દુર હોવાથી ઘણી તકલીફ પડે છે. મારું ઘર નજીક કરી આપવામાં આવે તો બધો વખત હું સુલતાનની પાસે રહી શકું સુલતાનને પોતાના સુવાના ઓરડા પાસેની જગા નક્કી કરી આપી. ત્યાં આવી રહ્યા. અહીં પોતાના તરીકાથી અલગ રહી સુલતાનને ખરોમાર્ગ બતાવવા શરૂ કર્યો થોડા વખતમં ખુદાના કરમથી સુલતાનના આત્માને શાંતિ મળી.

પોતાનું કામ પુરું થઈ ગયુ છે એમ લાગવાથી શેખે સુલતાનની રજા માંગી પોતાનો સામાન પોતાના મૂળ ઝૂંપડામાં પાછો લઈ ગયા જતી વેળા શેખે સુલતાન પાસેથી એક સળી પણ સ્વીકારી નહીં. કહ્યું કે મારૂ કામ--મારી જવાબદારી પુરી થઈ છે. હવે મને મળવાનું કરશો નહીં. જો કાંઈ જરૂર પડે તો સંદેશો મોકલી ખુલાસો કરાવજો !

લોકો પાછળથી સમજ્યા કે શેખનું આ જાતનું વર્તન એતો ફક્ત ફકીરીના એક ભાગ રુપેજ હતુ. સુલતાન પાસે જઈ રહેવાનો શેખનો આશય ફક્ત સુલતાનની સુધારણા–ઈસ્લાહ કરવાનો જ હતો.

કવિ ખ્વાજાએ બરાબર જ કહ્યું છે કે, ''ફકીર રાજા છે અને રાજા ફકીર છે !

સુલતાન આ રીતે શેખ સિરાજુદ્દીન બિન અઝીઝુલ્લાહ ના શાગિર્દ બન્યા હતા. આપની કબર શેખપુરમાં છે. આપનો મઝાર અત્યારે સહેલાઈથી મળે તેમ નથી. તવારીખોના આધારે ઘણી શોધ–ખોળ કર્યાના અંતે અહકરને આ મઝાર મળી આવ્યો, મીઠાખળીમાં નગરી હોસ્પીટલ સામે કલ્યાણ સોસાયટીમાં પાકા ગુંબદ હેઠળ મઝાર છે. આજુ બાજુ બંગલાઓ બંધાઈ ગયા હોવાથી મઝાર ઢંકાઈ ગયેલ છે. ૯મી રબીઉલ અવ્વલે આપનો ઉર્સ થાય છે.



## શેખ રહમતુલ્લાહ (રહ.)

આપ શેખ અઝીઝુલ્લાહ (રહ.) ના ફરઝંદ હતા, આપનું પેઢી નામુ હઝરત અબાબક સિદીક (રદિ) સુધી પહોંચે છે. આથી આપ સિદ્દીકી તરીકે પણ ઓળખાય છે. લોકોમાં આપની વિદ્વતા અને બુઝુર્ગીની ઘણી ચર્ચા હતી. સુલ્તાન બેગડાએ આપથી પણ ફયઝ પ્રાપ્ત કર્યો હોવાનું કહેવાય છે, શેખપુર * નામક પરું આપે વસાવ્યુ હતુ મઝાર મુબારક પણ ત્યાં જ છે ૯મી જમાદિઉલ અવ્વલે ઉર્સ થાય છે. (તઝકિરતુલ્ઔલિયા ભાગ ૩)



* અત્યારે મીઠા ખળીનો વિસ્તાર છે એ જ શેખપુર કહેવાતું એક નોંધ મુજબ આપરું શેખ સિરાજુદ્દીને વસાવેલું.

# ખુશાલરા બીબી (રહ.)

આ નેક-પરહેઝગાર ખાતૂન શેખ અઝીઝુલ્લાહ (રહ.)ના પૌત્રી હતા. આપના પિતાજીનું નામ શેખ રફીઉલ્લાહ હતુ શેખ મહંમદ ચિશ્તી (રહ.) ના માસી થતા હતા. ઘણા જ આબિદ પાકબાઝ અને ઝાહિદ ખાતૂન હતા. હિજરી ૧૦૨૦ માં જહાંગીર બાદશાહ અહમદાબાદ પધાર્યા ત્યારે આપની લોકખ્યાતિ સાંભળી મુલાકાત માંગી આપે જવાબ પાઠવ્યો કે હું તો ગોશાનશીન ઔરત છુ હું તમારા માટે દુઆ કરુ છું આથી મારી મુલાકાત કરવાનો કશો અર્થ નથી.

આપની કબર નસીરાબાદમાં શેખ અતાઉલ્લાહ બિન શેખ નસીરુલ્લાહ ચિશ્તીના રોઝા પાસે છે. □

# હઝરત શેખ કમાલ માલવી (રહ.)

શેખકમાલ ઉર્ફે પીર કમાલ (રહ.) મૂળ માળવાના વતની હતા. કામિલ, આબીદ અને પરહેઝગાર-ઝાહિદ બુઝુર્ગ હતા.

ગુજરાતના સુલતાન કુત્બુદ્દીન સાથે આપ (રહ.) ના મતભેદ ઉભા થયા હતા. કહેવાય છે કે આ સુલતાને આપનું અપમાન કર્યુ હોવાથી આપે માળવાના સુલતાન મહમૂદ ખિલજીને ગુજરાત ઉપર હુમલો લઈ આમંત્યા હતા. હઝરત કુત્બેઆલમ (રહ.) અને હઝરત શાહઆલમ (રહ.)ની રુહાની દરમિયાનગીરીના કારણે સુલતાન ખિલજી પોતાના હુમલામાં નિષ્ફળ નિવડ્યો હોવાની હકીકત તવારીખમાં જોવા મળે છે. *

હઝરત પીર કમાલ (રહ.) ની કબર ખુદાવંદ ખાની મસ્જીદની પાછળ ધાણીલીમડા ( અલીમપુર) મા છે.

* મિરાતે અહમદી, આ વિશેની વિસ્તૃત માહિતી અમારા "હઝરત શાહઆલમ (રહ.)" પુસ્તકમાં વાંચવા મળશે.

# શેખ કમાલ કિરમાની (રહ.)

આપ શેખ અબ્દુલ્લાહ યાફઈ મક્કીના ખલીફા સૈયદને અમતુલ્લાહ વલી (રહ.) ના ખલીફા હતા.

એક વેળા હઝરત કુત્બેઆલમ (રહ.) આપને મળવા આવ્યા ત્યારે હાથમાં કાળા દાણાની તસ્બીહ હતી. શેખ કમાલ એ જોઈ બોલ્યા કે આ કાળા દાણાની તસ્બીહ ફકીરોનો વારસો છે. હઝરત કુત્બેઆલમ (રહ.) બોલ્યા કે જે શખ્સ ફક્ર અપનાવે તેના માટે આપનું શું મંતવ્ય છે. ? આ સાંભળી હઝરત કમાલ (રહ.) પોતાના બન્ને હાથ માથા ઉપર મૂકી બોલ્યા કે " અલફક્રો ફખરી" હદીસના આપ સાચા વારસદાર છો એવી શક્તિ અમારા જેવામાં ક્યાંથી હોય? પરંતુ આવા કાળા દાણાની તસ્બીહ એ તો ફક્રની નિશાની છે. મારાથી બે અદબી થઈ ગઈ હોય તો માફ કરો !

હઝરત કુત્બેઆલમ (રહ.) એ પોતાની તસ્બીહ તોડી નાંખી હઝરત કમાલ કિરમાની (રહ.) એ પણ પોતાની મોતીની તસ્બીહ તોડી નાંખી આ પછી બન્ને તસ્બીહના દાણા એકત્ર કરી બે તસ્બીહ બનાવી એક પોતે લીધી અને બીજી હઝરત કુત્બેઆલમ (રહ.) ને આપી.

બહેરામપુરામાં કુમ કુમ રેસ્ટોરન્ટ પાછળના રસ્તે એ.એમ.ટી.એસ. ગેરેજની બાજુમાં આપનો મઝાર છે. બાજુમાં નાનકડી મસ્જીદ છે, આપનો ઉર્સ ઉમી શવ્વાલે થાય છે.



# મૌલાના સદરેજહાં (રહ.)

આપ હઝરત શાહઆલમ (રહ.) ના સમકાલિન મહા મોટા અલિમ–વિદ્વાન હતા. તે સમયના અગ્રેસર મુફતી હતા. હઝરત શાહઆલમ(રહ.)ના માનવિંય ખલીફા મિયાં મહંમદ મખ્દુમે આપ (રહ.) પાસે શરીઅત–તસવ્વુફની ઉચ્ચ દીની તાલીમ મેળવી હતી હઝરત શાહ આલમ (રહ.) અને આપ વચ્ચે ઇલ્મી વાદ વિવાદ–ચર્ચા થઇ હોવાની સ્પષ્ટ હકીકતો તવારીખમાં વાંચવા મળે છે. ● આપના જીવન વિષેના વધુ હાલત જાણવા મળતા નથી. આ ચર્ચા અમારી "હઝરત શાહઆલમ (રહ.)" નામની કિતાબમાં વાંચવા મળશે.

આપના જીવન વિષેના વધુ હાલાત જાણવા મળતા નથી તેમ આપની વફાતની તારીખ તેમજ મઝારના સ્થળની માહિતિ જાણવા મળતી નથી.



# હઝરત સૈયદ ઝાહીદ (રહ.)

આપ હઝરત કુત્બેઆલમ (રહ.) ના પુત્ર હતા. પોતાના ભાઇ હઝરત શાહઆલમ (રહ.) પાસેથી ખિલાફત મેળવી હતી. હઝરત શાહઆલમ (રહ.) ની ખાનકાહમાં નમાઝની ઇમામત આપ જ કરાવતા

૯મી રજબ હિજરી ૮૮૦માં આપનો જન્મ થયો હતો. જ્યારથી આપના શિરે ઇમામત ની જવાબદારી સોંપવામાં આવી હતી ત્યારથી પાકી સફાઇનો ઘણો જ ખ્યાલ રાખતા હતા. પેશાબ પછી ઇસ્તિનજો કરી

વેળા બારીક સળિયા ઉપર કપડું લપેટી અંદર સફાઇ કરતા જેથી પેશાબનું ટીપું રહી ગયું હોય તો તે સાફ થઇ જાય કાંઇ એવું ન બને કે વુઝુ પછી તે કપડા ઉપર ટપકી પડે । હઝરત શાહઆલમ (રહ.) એ આપની સફાઇ તહારત અંગેની આ ચીવટ જોઇ ફરમાવ્યું હતું કે ઝાહિદ મોહંમદના ઇસ્તિનજાની સફાઇનું કૃત્ય બીજાઓની રિયાઝત–ઇબાદત કરતાં ઉત્તમ છે.

હઝરત શાહઆલમ (રહ.) એ પોતાની ગૈબી ખઝાનાની ચાવીઓ આપને સુપુર્દ કરી હતી.

૬ શાબાન ૮૯૨ હિજરીમાં આપ હઝરતની વફાત થઇ, ""કુર્બહ એન"" થી આપની વફાતની તારીખ નીકળે છે. વટવામાં આપની કબર છે. ૧૦ રબીઉલ અવ્વલે ઉર્સ થાય છે. ૪૭ વર્ષની ઉમરે આપની વફાત થઇ હતી. ""જલ્વા"" શબ્દ ઉપરથી આપની ઉમરના (૪૪) વર્ષ નીકળે છે.

""મિચડી"" ની ન્યાઝ આપના રોઝા મુબારક ઉપર ચઢાવવામાં આવે છે. આપના મઝાર મુબારક પાસે જ સાહબઝાદા આરબંશાહ ની કબર છે જેમનો ઉર્સ ૧૦ મી રબીઉલ અવ્વલે થાય છે.



# હઝરત શાહ ગિઝની (રહ.)

શાહ ગિઝની ગુજરાતના સુલ્તાનો ના સગા થતા હતા. યુવાનીમાં આપ ભારે ઉત્પાતી અને ઘમંડી હતા. શરૂઆતના વર્ષમાં લૂંટફાટ કરતા. આ અંગે આપે કેટલાક સાથીઓ એકત્ર કરી ટોળી બનાવી હતી.

એક વેળા શેખ મિયાં મખ્દુમ (રહ.) શેખ શાહઆલમ (રહ.) ની ખાનકાહ–મઠ માટે સામાન ખરીદવા જઇ રહ્યા હતા. રસ્તામાં શાહ

ગિઝની પોતાની ટોળી સાથે સામે મળ્યા. શેખ મિયાં મખ્દુમ પાસેથી તેમણે ખાનકાહના ખર્ચ માટેના બધા નાણાં લૂંટી લીધા. મિયાં મખ્દુમે આ લૂંટ અંગેની ફરિયાદ શેખ શાહઆલમ (રહ.) સમક્ષ કરી, હઝરતે સ્મિત કરી ફરમાવ્યું કે ઇશ્કે ઇલાહીનું બીજ તેમના દિલમાં રોપાઇ ગયું છે.

આ પછી એક દિવસ શેખ શાહેઆલમ (રહ.) ઘોડા ઉપર બેસી ક્યાંક જઇ રહ્યા હતા. શાહ ગિઝની સામે મળ્યા, ઘમંડ અકડાઇમાં તેમણે હઝરતને સલામ ભરવી તો બાજુએ રહી જોયુ સુદ્ધાં નહી, મખ્દુમ મિયાંએ કહ્યું કે જોયું હઝરત ! ગિઝની ઘમંડના નશામાં કેટલા બધા ચૂર છે. હઝરતે શાહ ગિઝની તરફ જોતા જ તેઓ ઘોડા ઉપરથી તરત જ નીચે પટકાયા, તેમને તરત પોતાની ભૂલ સમજાઇ, દોડી શેખના કદમોમાં પડી જઇ માફી માંગી.

આ પછી શાહ ગિઝનીએ પોતાનો લૂંટફાટનો વ્યવસાય ત્યજી દીધો. પોતાના નફસની ઇસ્લાહ—સુધારણા ખાતર તેમણે થોડાક સમય શેખ આહઆલમ (રહ.) ની ખાનકાહમાં દેગો—વાસણો ધોવા, સાફ કરવાનું કાર્ય બજાવ્યું.

શેખ શાહઆલમ (રહ.) ની વફાત પછી આપે મિયાં મખ્દુમ અહમદની સેવા કરી, આપની કેટલીક કરામતો જાણીતી છે, શાહ ફયઝુલ્લાહ કાશાની (રહ.) એ આપથી ફયઝ મેળવ્યો હતો.

૬૩ વર્ષની ઉંમરે ૨૦ સફર ૯૨૨ હિજરીમાં આપની વફાત થઇ, હઝરત કાશાની નો ઉર્સ ૧૫મી જમાદિઉલ અવ્વલે થાય છે.

શાહ ગઝની અને શાહ કાશાની (રહ.) ના મઝાર જમાલપુર રોડ વૈશ્યસભા પાસે છે. જેને શાહ ગિઝનીનું કબ્રસ્તાન કહેવામાં આવે છે. ત્યાં એક મસ્જીદ હતી અત્યારે નથી. ફક્ત અત્યારે પ્રવેશ દ્વારનો કોટ અને ટાંકના નિશાન જોવા મળે છે. શાહ ભીખા શાહ(શહીદ) નો મઝાર પણ આ કબ્રસ્તાનમા છે.

# ૯. શેખ અલી ખતીબ (રહ.)

હજરત શેખ અલી ખતીબ (રહ.) શેખ કુત્બેઆલમ (રહ.) ના માનીતા ખલીફા હતા. ઘણા મોટા આબિદ, ઝાહિદ તથા પરહેઝગાર શખ્સ હતા. ૧૨ વર્ષની વયથી જ ઈબાદતે ઈલાહીમાં પ્રવૃત રહેતા હતા. આપ ખેતી કરી પકવેલ અનાજ ખાતા ન હતા, શાકભાજી, ફળફળાદિ અને આપોઆપ પાકેલ અનાજ જ ખાતા હતા. બાર વરસ સુધી આજ હાલતમાં રહ્યા. દિની સફાઈ એટલી બધી હતી કે ફિરસ્તાઓની તસ્બીહ અને ઝિક્ર પણ સાંભળી શકતા હતા. નદી કિનારે ઘણી વાર નમાઝ પઢતા. એક મજઝૂબ ત્યાં આવતા અને કહેતા કે મુસલમાન થઈ જાવ. શેખ તેમની વાત સમજી શકતા નહોતા. આથી આપ વધુ ઈબાદતમાં મગ્ન રહેવાનો પ્રયત્ન કરતા એક વેળા મજઝુબ ગરીબોને ખોરાક વહેંચી રહ્યા હતા. આપને જોતાં જ આપની પાછળ તે દોડ્યા. આપને જમીન પર પટકી થોડોક ખોરાક મોઢામાં મુકી કમર પર બે ત્રણ મુક્કા મારતા કહ્યુ કે હજુ મુસલમાન કેમ બની જતા નથી. શેખ બેહોશ થઈ ગયા હતા. હોશમાં આવ્યા ત્યારે સમજ્યા કે મારે કોઈના મુરીદ બની જવું જોઈએ. વિચાર્યું કે અમદાવાદમાં અત્યારે બે મોટા બુઝુર્ગો છે એક તો શેખ કુત્બેઆલમ (રહ.) અને બીજા હજરત શેખ અહમદ ખટ્ટૂ (રહ.) શેખ અલી ખતીબ સિમાઅ પસંદ કરતા ન હતા. મનોમન વિચાર્યુ કે શેખ કુત્બેઆલમ (રહ.)ના ત્યાં તો સિમાઅની જામે છે. આથી શેખ અહમદ ખટ્ટૂના મુરીદ થવું સારૂં છે.

બીજા દિવસે બળદગાડામાં બેસી સરખેજ જવા ઉપડ્યા. બળદ ગાડી બે માર્ગીય વળાંક પર પહોંચી. એક રસ્તો અસાવલ અને બીજો રસ્તો સરખેજ તરફ જતો હતો. આ વેળા હજરત કુત્બેઆલમ (રહ.)

અસાવલમાં હતા. બે માર્ગીય વળાંકની વચમાં ગાયોનું મોટું ધણ ઉભું હતું. ગાયો હટ્યા વિના ગાડુ આગળ જઈ શકે તેમ નહતું. ગાડાવાળાએ ગાયોને માર્ગની વચમાંથી હટાવવા ઘણા પ્રયત્નો કર્યા પરંતુ ગાયો હટતી ન હતી અચાનક શેખના ગળામાં કોઈનો ગેબી હાથ પડ્યો. પહેરણનો કોલર કોઈ ખેંચતુ જણાયું. શાકથી ખરડાયેલ આંગળાઓ પહેરણ પર પડવાથી આપના પહેરણ પર શાકવાળા આંગળાઓના ધબ્બા પણ પડ્યાં. આ સમયે શેખ કુત્બેઆલમ (રહ.) જમી રહ્યા હતા. એજ વેળા આપે શેખને પોતાના તરફ ખેંચ્યા. શેખે ગાડાવાળાને કહ્યું મારું પહેરણ કોઈ ખેંચી રહ્યું છે. થોડી વાર થોભી જઈએ. ગાયો જે માર્ગ તરફ વળે એ તરફ ગાડું પણ વાળો થોડી વારે ગયો અસાવલના માર્ગ તરફ વળી શેખે ગાડુ પણ અસાવલ તરફ હંકાવ્યું

શેખ કુત્બેઆલમ (રહ.) એ પોતાના જમણમાંથી થોડુંક જમણ શેખ માટે કાઢી લીધુ. આ વેળા હઝરત શેહબાઝ (જેમનો મઝાર બુર્હાનપુરમાં છે) હઝરત શાહ ઉસ્માન, હઝરત શેખ સિરાજ ઉર્ફે સિરાજુલ આશિકીન અને શેખ ફરીદ ત્યાં બયઅત થવા બેઠેલા હતા. શેખ કુત્બેઆલમ (રહ.) એ બધાને કહ્યું કે થોડીવાર થોભી જાવ, તમારા બધાના શેખ અહીં આવી રહ્યાં છે. આ દરમિયાન શેખ અલી પણ ત્યાં આવી પહોંચ્યા. દૂરથી હઝરતને જોયા તો વિચાર્યું કે હઝરત પ્રથમ મને ખિલાફત આપશે પછી મુરીદ બનાવશે. ત્યાં પહોંચતા જ હઝરતે કહ્યું કે પ્રથમ ખિલાફત અને પછી મુરીદ બનજો આથી શેખ પર હઝરતની મહાનતાનો પ્રભાવ પડ્યો. હઝરતે આપને ખિલાફત આપ્યાં પછી મુરીદ બનાવ્યા પોતે બચાવી રાખેલ જમણ આપને જમાડ્યું. બાર વર્ષ પછી અહીં આવી આપ ગોશ્ત તેમજ પકવેલ અનાજનું જમણ જમ્યા. થોડુંક જ જમ્યા પછી શેખના દિલ પર મુહબ્બતનો એવો ગલબો છવાયો કે આપ રડવા લાગ્યા. પછી ઉભા થઈ નાચવા માંડ્યા કેટલાક કહે છે કે જ્યારે શેખ હઝરતને ત્યાં પહોંચ્યા ત્યારે સિમાઅની મહેફિલ જામેલી હતી. શેખ

સિમાઅથી પ્રભાવિત થયા. ત્યારે કવ્વલોને હુકમ થયો કે કંઈક ગાવ, કારણ કે શેખ સિમાઅથી પ્રભાવિત થયા છે. ઘણી વાર સુધી શેખ પર રકસની હાલત છવાયલી રહી. નમાજનો વખત થવાથી બધા નમાઝમાં પરોવાયા પછી બયઅત માટે આવેલાઓ માટે આપને કહ્યું કે આ બધાને મુરીદ બનાવો. શેખે હઝરતની હાજરીમાં જ બધાને મુરીદ બનાવ્યા. પછી શેખ હઝરતની રજા લઈ મખ્લૂકની હિદાયત–ઈર્શાદના કામમાં વળગ્યા. શાહ શાહબાઝ શેખ ડોસા શેખ સિરાજ, શેખ ફરીદ અને કેટલાયે આપની તર્બિયત પામી ઘણા મોટાં દરજા સુધી પહોંચી ગયા.

હઝરત કુબ્બેઆલમ (રહ.) ના ખાસ મુરીદ અને ખલીફા બન્યા પછી આપ પોતાના પીરો–મુર્શિદનું ઘણું માન સાચવતા હતા, પોતાના પીરનો ચેહરો સદા પોતાની સામે જ હોય એ રીતે વર્તતા આપે જે હાથ પોતાના પીરના હાથ પર મૂક્યો હતો તે હાથ કદિ પોતાના સતર સુધી લઈ ગયા ન હતા.

પોતાના પીર–મુર્શિદ પાસેથી ઝિક્ર અને શગલની તાલીમ મેળવી ઘણા મોટા દરજા સુધી પહોંચી ગયા. આપની હાલત એવી થઈ ગઈ હતી કે જે વસ્તુ પર નઝર પડી તે વસ્તુ પર ''અલીહક'' લખાયેલુ નજરે પડતું. આથી આપ હેરાન થઈ જઈ પોતાની આંખો બંધ કરી દેતા. આ હાલત થી આપે એકાંત સ્વીકાર્યું. આ વેળા આપ કુર્આને પાક પઢવા બેઠા ત્યારે તેમાંય બધે અલીહક અલીહકના શબ્દો જ જોવા મળ્યા છેવટે આપ પોતાની હાલત વાર્ણવવા પોતાના પીર મુર્શિદ પાસે પહોંચ્યા. શેખને બધી વાતથી વાકેફ કર્યા. શેખે આપને પોતાની સાથે બેસાડયા. આપના દિલને પોતાના તરફ ધ્યાન મગ્ન બનાવવા કહ્યું શેખે પોતાની બાતિની શક્તિ વડે શેખને શેખના સ્થાનેથી વધુ આગળ વધાર્યા આપની હાલત બદલાઈ ગઈ. અલ્લાહની મખલૂકની સેવામાં પુનઃ પ્રવૃત થયા.

# શાહ બારકલ્લાહ ચિશ્તી (રહ.)

આપ શેખ નિઝામુદ્દીન ઔલિયા (રહ.)ના મુરીદ અને ખલીફા હતા. પિતાનું નામ મખ્દુમ અતાઉલ્લાહ (રહ.) ની કબર હઝરત મુસા સુહાગના કબ્રસ્તાન સામે હાજીપુરા શાહીબાગમાં છે. ગુજરાત ખાતે ચિશ્તીયા સિલ્સિલાનો પ્રચાર આપ દ્વારા મોટા પ્રમાણમાં થયો હતો. ચિશ્તીયાં સંપ્રદાય દ્વારા ઇસ્લામની તબ્લીગ વ્યવસ્થિત રીતે ઉપાડવાનું કાર્ય આપે અંજામ આપ્યું હાજીપુરામાં આપની મોટી ખાનકાહ હતી. જ્યાં રહી હજારો માર્ગ ભૂલેલા ઇન્સાનોએ પોતાની ઇસ્લાહ–સુધારણાં કરી. ગુજરાતનાં અસંખ્ય બુઝુર્ગો શેખથી બયત થઈ ફૈઝયાબ થયા હતા. જેમાં શેખ શાહેઆલમ (રહ.) પણ છે. શેખ શાહેઆલમ (રહ.) એ ચિશ્તીયા સિલ્સિલાની ખિલાફત આપથી મેળવી હતી. વળી હઝરત સિરાજુદ્દીન શાહઆલમ (રહ.) ને 'શાહઆલમ' નો ખિતાબ આપ હઝરત દ્વારા જ મળ્યો હતો.

એક વેળા પિતાજી કુત્બેઆલમ (રહ.) ના હુકમ અનુસાર શેખ શાહેઆલમ (રહ.) શેખ પીર બારકલ્લાહ ચિશ્તી (રહ.) ની સેવામાં ગયા. આ વેળા શેખ બારકલ્લાહ (રહ.) પોતાના મકાનની દિવાળ ચણાવવાનું કામ કરી રહ્યા હતા. શેખ શાહેઆલમ (રહ.) ને આપ પોતાના ભાઈ અતાઉલ્લાહના મકાનમાં લઈ ગયા. ત્યાં ચૂલા ઉપર દેગમાં 'લોબ્યા' ઉકળી રહી હતી. શેખ બારકલ્લાહ એ વાસણમાં લોબ્યા કાઢી પોતાના ખાદિમને આપી કહ્યું કે માથા ઉપર મુકી શેખ સિરાજુદ્દીન (શાહઆલમ) સાથે જાવ, રસ્તામાં જ્યાં આગળ મખ્લૂકમાંથી "શાહેઆલમ" નો પોકાર સાંભળો ત્યાંથી આ લોબ્યા સિરાજુદ્દીનને આપી પાછા વળી જજો. ખાદિમ બોલ્યા શિરે મૂકી શેખ શાહેઆલમ સાથે થયા. ત્રણ દરવાજા પાસે આવતાં લોકો શાહેઆલમ ! શાહેઆલમ કહેતા તેઓને ઘેરી વળ્યા. પીર

બારકલ્લાહના ખાદિમ આ 'લોબ્યા' ની દેગ શાહેઆલમ (રહ.) ને સોંપી ત્યાંથી પાછા વળી ગયા. મિરાતે અહમદીમાં છે કે આ વેળા ત્યાં હાજર એવાં લૂલાં, લંગડા અને આંધળા સાજા સમા થઇ ગયા.

હઝરત શાહ બારકલ્લાહ (રહ.) ની દરગાહ દિલ્હી દરવાજા બહાર હાજીપુરામાં એડવાન્સ મીલ સામે છે. ૩૦ ઝિલ્હજ ૮૪૫ હિજરીમા વફાત થઇ.



## હઝરત બાબા ઢોકલ (રહ.)

હઝરત શેખ એહમદ બાબા ઢોકલ (રહ.) હઝરત નિઝામુદ્દીન ઔલિયા (રહ.) ના ખલીફા હઝરત તવક્કલ પાસેથી જ સૂફીવાદનું જ્ઞાન ગ્રહણ કર્યું. આપ હઝરત શેખ એહમદ ખટ્ટુ સરખેજી (રહ.) ના સમકાલિન હતા.

એક વેળા અમદાવાદમાં સખત દુષ્કાળ પડયો. દુઆ અર્થે લોકોએ આપને વિનંતી કરી. વરસાદ માટે દુઆ માંગવા આપે હાથ ઉઠાવ્યા અને બોલ્યા કે, "બાબા ઢોકલ પાની મોકલ" તરત જ વરસાદ વરસવો શરૂ થયો. આપની આ કરામતથી ગુજરાતમા આપ હઝરત બાબા ઢોકલ નામે પ્રસિદ્ધ થયા.

આપના જન્મ તથા વફાતની સાલ મળતી નથી. ૮મી રજબે ઉર્સ થાય છે. દિલ્હી દરવાજા બહાર દૂધેશ્વર રોડ ઉપર આપનો મઝાર મુબારક છે.



# શેખ હસન ચિશ્તી (રહ.)

આપનું નામ મુહંમદ હતું "અબૂસાલિહ" કુનિયત હતું પરંતુ લોકોમાં શેખ હસન મોહંમદ ના નામથી જાણીતા બન્યા. આપનું આખુ નામ આ મુજબ લખાતું. શેખ મોહંમદ ઈબ્ને શેખ એહમદ મિયાંજીવ ઈબ્ને શેખ નસીરૂદ્દીન માતાજી બીબી ખદીજા શેર મલિક બિન શેખ યુસુફના સાહબજાદી હતા.

આપે પાંચ છ વરસની ઉંમરથી જ તે સમયના મહાન વલી હઝરત જમાલુદ્દીન જમ્મન શાહ (રહ.)થી તાલીમ અને તર્બિયત મેળવી હતી. એ પછી આપ હઝરતથી જ બયઅત ખિલાફત પામ્યા હતા. કેટલીક રિવાયતો મુજબ આ વેળા આપની ઉંમર ૧૨ વર્ષની હતી. ૬ વર્ષની ઉંમરમાં પોતાના પિતાજી શેખ અહમદ ઉર્ફે મિયાં જીવ (રહ.) પાસેથી પ્રાથમિક દીની શિક્ષણ મેળવ્યું. ×

એક નોંધ મુજબ શેખ અહમદ ખ્યાસ નૂરબક્ષ બિન અલી નૂરબક્ષ કાદરી (રહ.) એ આપને અઢી વર્ષની ઉંમરમાં જોયા ત્યારે જ આગાહી કરી હતી કે આ બાળક પોતાના સમયના મહાન આલિમ અને વલી થશે. શેખ મહંમદ ખ્યાસ ઘણા મુત્તકી અને સાહિબે કમાલ બુઝુર્ગ હતા. ભૂત, વર્તમાન અને ભવિષ્ય કાળનું આપને ઘણું જ્ઞાન હતું. આપની પાસેથી હઝરત શેખ હસને કાદરીયા નૂર બખ્શીયા તૈફુરયા વગેરે સંપ્રદાયની ખિલાફત સુપ્રત કરી.વળી સૂરએ તકાસુરથી લઈ આખા કુઆર્ન પાકની તફસીરની તાલીમ આપ પાસેથી મેળવી. આપનામાં નાનપણથી જ એટલું બધુ પ્રભુત્વ હતું કે લોકો અંજાઈ જતા. સુલતાન મહંમદ શહીદ અને તે સમયના અમીર ઉમરાવો આપના અકીદતમંદ હતા. આથી સુલતાને

× તઝકિરતુલઅવલિયા

આપને અસારવા સહિત બીજા ચાર ગામોની જાગીર ભેટ ધરી હતી. શાહપુર બહારના રૂકનુલ્મુલ્કના ચકલાની જાગીર પણ આપના કબજામાં હતી. બુઝુર્ગોના ઉર્સ મુબારકના પ્રસંગોએ તથા ફકીરોમાં નાણાં ખર્ચવા છતાંય આપની ખાનકાહમાં બચત રહી જવા પામતી. શાહપુર ચકલામાંની પથ્થર વાળી મસ્જિદ આપ હજરતે પોતાની આવકમાંથી જ બનાવડાવી હતી. આથી આ મસ્જિદ આપના નામ 'શેખ હસન ચિશ્તી' ના નામથી પ્રસિદ્ધ છે. ★

આપ (રહ.) ઘણા પુસ્તકોના કર્તા છે. જેમાં કુરઆને પાકની તફસીર શરહ ''તફસીરે મુહંમદી'' ઘણી પ્રખ્યાત છે. એમાં કુરઆને શરીફની આયતની વચ્ચેના સંબંધ બનાવવામાં આવેલ છે. ઉલ્માઓમાં આ તફસીરે ઘણી મકબૂલિયત અને પ્રસિદ્ધ મેળવી હતી. આ ઉપરાંત મકસીમુલ્અવરાદ, હવાશી તફસીરે બયઝાવી, હાસ્યા કુવ્વતુલ્કુલૂબ, હાસ્યા શર્હ-મનાલિબ, હાસ્યા નઝ તરજુમતુલ્અરવાહ રિસાલતુલ અરબઉન હાશિયતુલ તલવીહ વગેરે આપના પ્રખ્યાત ગ્રંથો છે. લગભગ ૪૧ વર્ષ સુધી આપે લોકોની હિદાયત–સુધારણા અને તબ્લીગી કાર્ય બજાવ્યું. લોકખ્યાતિ એટલી બધી

★ આ મસ્જીદ અમદાવાદની મસ્જીદોમાં નમૂનેદાર મસ્જીદ ગણાવી શકાય તેમ છે. મસ્જીદના વચલા મહેરાબ ઉપર કોઈ દોસ્ત મહંમદ સખર નામના માણસે લેખ કોતરાવ્યો છે. લેખ ઉપર એણે પોતાનું નામ બહુ હોશિયારીથી કોતરાવ્યું છે. લેખમાં લખ્યું છે કે કુતુબે ઝમાના શેખ હસને આ મસ્જીદ બનાવરાવેલી છે જેથી તેમાં ઇબાદત કરનારાઓ શેખ માટે દુઆ કરી શકે. આ મસ્જીદની શીલારોપણ વિધિની તારીખ "બનાએ શેખ" એ ઉપરથી નીકળે છે.

અબ્જદ પદ્ધતિ પ્રમાણે ૯૭૩ હિજરીનું વર્ષ એટલે કે. ઇ.સ. ૧૫૬૫–૬૬ થાય છે. મસ્જીદ ૫૯ ફુટ લાંબી ૩૮ ફુટ પહોળી છે. અમદાવાદમાં કોઈ પણ ગોખમાં । મસ્જીદના ગોખ જેવી નકશી નથી. કુલ જગા ૧૮૮૧ ચોરસ વાર છે.

હતી કે ""કુત્બુલ્અવલિયા"" નો લકબ પામ્યા. હજારો લોકો આપની ખાનકાહના દ્વારે એકત્ર થતા. એક તવારીખની નોંધ મુજબ દરરોજ એટલી બધી માનવ મેદની ફયઝ અર્થે એકત્ર થતી કે જાણે ઉર્સ હોય હજારો કાફિરો આપના હાથે ઈમાન લાવી ઈસ્લામથી પાવન થયા.

જન્મ હિજરી ૮૨૩ માં થયો હતો, ૭૯ વર્ષની ઉમરે હિજરી ૯૦૨ ની ૨૮ મી ઝિલ્કદે વફાત પામ્યા. ચાર પુત્રો અને પુત્રીઓ હતી. જેમાંથી શેખ કમાલુદ્દીન અને શેખ મુહંમદ આપના જાનશીન થયા. શેખ કુત્બ મહંમદ આપના જાનશીન થયા. શેખ કુત્બ મુહંમદ બુર્હાનપુર ચાલ્યા ગયા ત્યાં જ વફાત પામ્યા, અને શેખ માજનના રોઝા પાસે આપની કબર છે. આપની પુત્રીઓ પૈકી બી ખદીજા, અને બી આયશા 'અચ્છીમાં' નામે જાણીતા બન્યા. તેઓ ઘણી નેક, પાકબાઝ અને આબિદા અને જાહિદા ખાતૂનો હતી. રાતદિવસ ઝિક્ર અને તિલાવતમાંજ પસાર કરતી.

શાહપુર ચકલામાં શેખ હઝરત ચિશ્તી (રહ.) નો મઝાર છે.



# શેખ મુહમ્મદ ચિશ્તી (રહ.)

મૂળ નામ શમ્સુદ્દીન હતું. 'મુહમ્મદ' ના નામથી ઓળખાય છે. શેખહસનનાં પુત્ર હતા એથી "અંબુલહસન" તરીકે પણ ઓળખાય છે જન્મ ૯૫૬ હિજરીમાં થયો, જન્મ વર્ષ "શેખ વલી" અબ્જદ પધ્ધતિથી નીકળે છે. પ્રાથમિક તથા ઉચ્ચ દીની તાલીમ પિતાજી શેખ હજરત પાસેથી મેળવી. ખીલાફત પણ પિતાજી પાસેથી જ મેળવી. દરેક રીતે રૂહાની ફયઝ પિતાજી પાસેથી જ સદા મેળવતા રહ્યા હતા. પોતાની મુશ્કેલીઓના નિવારણ માટે પિતાજીની રૂહ પાસેથી ખ્વાબ દ્વારા માર્ગદર્શન મેળવતા હતા. હજરત શેખ અતાઉલ્લાહ બિન અમાનુલ્લાહના પુત્રી બીબી ઉમ્મત જાની આપના માતાજી હતા.

હજરત શાહેઆલમ (રહ.) ના વંશ જ સૈયદ જલાલુદ્દીન શાહેઆલમ (રહ.) આપનો ઘણો આદર સત્કાર કરતા. એક વેળા હજરત શાહેઆલમે આપ સંબંધી ફરમાવ્યું કે આ શખ્સ અલ્લાહની મખ્લુખને ઘણા જ લાભ પહોંચાડશે.

આપ (રહ.) ની અસંખ્ય કરામતો પ્રખ્યાત છે. પિતાજીની વફાત બાદ સજ્જાદાનસીન થયા ત્યારે લોકો ઘણી તંગી અને ગરીબીમાં દિવસો પસાર કરી રહ્યા હતા. ચારે તરફ બેકારી અને ભુખ મરો વ્યાપ્યો હતો. મુરીદોએ એકત્ર થઈ હજરત સામે અરજ કરી કે ગુજરાતના સુલ્તાનો આપના ખાનદાનને ભેટ ધરેલ જાગીરોના દસ્તાવેજ વર્તમાન સલ્તનશાએ અકબર બાદશાહ સમક્ષ પેશ કરી ગૂમાવેલ જાગીરો ફરીથી મેળવવા વિનંતી કરવી જોઈએ, આ સાંભળી શેખ મહમ્મદ બોલ્યા કે "ફકીરો ને એવી શી જરૂર છે કે જગતના મહાન બાદશાહ પરવરદિગારને મુકીને ક્ષણ ભંગુર

દુનિયાના સુલ્તાનોને અરજ કરે" આમ છતાય મુરીદોએ પોતાની જીદ તથા આગ્રહ ચાલુ રાખ્યો. આથી આપે ઉકેરાઈ જઈ સનદો હોજમાં પધરાવી દીધી.

હજરત કેટલાક વર્ષો સુધી મલિક મકસુદની મસ્જીદ (શાહીબાગમાં મિયાખાન ચિશ્તીની મસ્જીદ)માં એકાંત વાસમાં રહ્યા ફક્ત જુમાની નમાઝ માટે જ બહાર નીકળતા. મોટા ભાગે બુઝુર્ગોના ઉર્સ પ્રસંગોમાં હાજર રહેતા. વાજીંત્ર વગરની કવ્વાલી આપ પસંદ કરતા. આ વેળા આપની હાલત વજદ ભરી બની જતી. આંખોમાંથી આસુ વહેવા માંડતા.

એક વેળા ગેબથી અવાજ આવ્યો કે આપને કુબીયત અર્પણ કરવામાં આવી છે. આ બશારત સાંભળી આપ ઉપર બરાબર ત્રણ દિવસ સુધી બેહોંસી છવાઈ રહી. આજ દિવસથી જ બધિબંધ આપ "સમયના કુતુબ" તરીકે પ્રખ્યાત થયા.

હિજરી ૧૦૦૨ની રમઝાન ૨૬મી એ આપે પોતાના એક ખાદિમ વલીને આજ્ઞા-સુચના આપી કે ફજરની નમાજમાં મિસરી લઈ મસ્જીદમાં હાજર રહેજો. ૨૭મી રમઝાનની ફજર ની નમાઝમાં ત્યાં હજરત શરીફ અબ્દુલકાદીર બીન શરીફ શેખ એદ્રુસ (રહ.) હજર થયા. નમાઝ આપ સાથે અદા કરી. નમાઝ પછી શેખ સાહેબે આપ સાથે હાથ મેળવી મુબારકબાદી આપતા કહ્યું કે કુત્બિયત મુબારક હજો ! તરત જ પોતાના ખાદિમ વલીને પાસે બોલાવ્યા અને તેમની પાસેથી મિસરી શેખ શરીફ અને બીજા નમાઝીઓમાં વહેંચી. ચાશ્તીની નમાઝ સુધી શેખ એદ્રુસ ત્યાં હાજર રહ્યા.

એક વેળા આપ હજરત ખ્વાજા નસીરૂ દીન ચિરાગ દહેલવી (રહ.) ના મઝાર ઉપર મુરાકબામાં બેઠા હતા. થોડી વારે મુજાવર તેમજ પોતાના ખાદિમોને બહાર ચાલ્યા જવા સૂચના આપી હજરત નસીરૂદ્દીન

(રહ.) ની કબર મુબારક ફાટી ગઇ અને આપ તેમાં ઉતરી ગયા. લગભગ બે કલાક જેટલા સમય સુધી અંદર રહ્યા સમય ઘણો થઇ જવાથી બહાર ઉભેલા ખાદિમોમાંના એકે અંદર જોયું તો હઝરત ત્યાં હતા નહી. થોડીવારે હઝરત કબર મુબારકમાંથી બહાર નીકળ્યા ત્યારે હાથમાં હલ્વો અને નાન હતા* ચહેરો મુબારક ચાંદની જેમ નૂરથી ચમકતો હતો. આજેય હઝરત નસીરૂદ્દીન (રહ.) ની કબર પરનો પથ્થર ફાટેલ છે.

અજમેર શરીફની ઝિયારત પ્રસંગે ત્યાં બાદશાહ જહાંગીરસાથે મુલાકાત થઇ. બાદશાહ તરફથી જાગીર આપવાની વિનંતી કરવામાં આવી પરંતુ. આપે તે સ્વીકારવાનો ઇન્કાર કર્યો મુરીદોના ઘણા આગ્રહ પછી પોતાના પુત્ર માટે એક ગામની જાગીર સ્વીકારી.

હિજરી ૧૦૨૭માં જહાંગીર અમદાવાદ આવ્યા ત્યારે સૈયદ અહમદ કાદરી મારફતે બાદશાહે મુલાકાત લેવાનુ કહેણ મોકલ્યું હઝરત બાદશાહની મુલાકાત અર્થે ગયા ત્યારે બાદશાહ વાઘનો તમાશો જોવામાં પ્રવૃત હતા. એવામાં એકાએક વાઘ પાંજરૂ તોડી બહાર નીકળી ગયો. હાજર એવા લોકો ડરના માર્યા નાસભાગ કરવા માંડ્યા. વાઘની નજર આપ ઉપર પડતાં જ હઝરત પાસે આવી પગમાં આળોટવા માંડ્યો !

૪૨ જેટલા ગ્રંથોના આપ કર્તા છે. જેમ કે આઇને —એ —વજૂદ, તરીકુસ્સાલેહીન, આદાબુલ આરેફીન, હિદાયતુલ મુરીદીન જવાહિરૂલ ઉલુમ, બસાતીનુલ હાસયા તથા કુયુઝુલ કુદ્દુસ મુખ્ય છે.

હિજરી ૧૦૪૦ની ૨૯ મી રબીઉલ અવ્વલે આપની વફાત થઇ પોતાના પિતાજી શેખ હઝરત હસન ચિશ્તી (રહ.) ની કબરની બાજુમાં શાહપુર ચકલામાં મદફુન થયા "વાસિલેહક મુહમ્મદ ચિશ્તી " એ શબ્દો

* તઝકિરતુલઅવલિયા

ઉપરથી વફાતનુ વર્ષ નીકળે છે. હઝરત શેખ મુહમ્મદને ચાર પુત્રો હતા.

૧. હઝરત હસન મુહંમદ (રહ.), જેઓ સદા દુઆ માંગ્યા કરતા હતા કે, " હે અલ્લાહ ! મને મારા પિતાજીની વફાત અગાઉ જ આ દુનિયામાંથી ઉઠાવી લેજે. કારણ કે મારા પિતાજીની જુદાઇ મારાથી સહન થઇ સકશે નહી. જ્યારે પિતાજીની વફાતના સમાચાર સાંભળ્યા ત્યારે બેહોશ થઇ ગયા. એજ હાલતમાં ત્રીજા દિવસે વફાત પામ્યા.

૨. શેખ મહમૂદ; હઝરત શેખ મહંમદના વ્હાલ સોયા પુત્ર હતા. સદા એકાંતમાં રહેતા, કોઇ પણ જગાએ આવજા કરતા ન હતા. એજ વરસે ૬ રબીઉલ આખરે વફાત થઇ.

૩. શેખ સિરાજુદ્દીન; હઝરત શેખ મહંમદની ખાનકાની બધી વ્યવસ્થા આપના શિરે હતી. હિજરી ૧૦૫૦માં વફાત પામ્યા.

૪. શેખ અઝીઝુલ્લાહ, આપની પરવરિશ મોટા ભાઇ હઝરત સિરાજુદ્દીને કરી.



## શેખ યહયા ચિશ્તી (રહ.)

આપ હઝરત શેખ મહંમદ ચિશ્તી (રહ.) ના ભત્રીજા થતા હતા. પિતાજીની આજ્ઞા અનુસાર હઝરત શેખ સિરાજુદ્દીને આપને સજ્જાદાશીન પદે નિયુક્ત કર્યા હતા.

૨૦ મી રમઝાન હિજરી ૧૦૧૦માં જન્મ થયો. નામ યહ્યા, અબુયુસુફ ઉપનામ હતુ. શેખ મહમૂદ બિન શેખ મહંમદના પુત્ર હતા. પોતાના સમયના ઉચ્ચતમ બુઝુર્ગોમાં આપની ગણના થાય છે.

૨૦ વરસની યુવાન વયમાં જ પોતાના દાદાથી તસવ્વુફનું જ્ઞાન

સંપાદન કરી લીધુ હતું. કુર્આનના હાફિઝ પણ હતા. સરકારી નોકરી ધરાવતા હતા, છતા તકવા પરહેઝગારી ઘણી હતી, એક વેળા કાઠિયાવાડમાં એક ગામ ઉપરના હુમલા વખતે પોતાના કેટલાક સાથીઓ અનાજ, ઘાસ, વગેરે લુંટી લાવ્યાં તે ખાધું અને ઘોડાઓને પણ ખવડાવ્યું. આ વેળા શેખ યહ્યા તો એક બાજુએ જ બેસી રહ્યા હતા, સાથીઓએ આગ્રહ કરતા કહ્યું કે અમો આ જમણ લાવ્યા છે તેજ જમીલો કારણ કે અહી આ સિવાય બીજુ કશું મળી શકે તેમ નથી આપ માન્યા નહી અને ભુખ્યા જ સૂઈ રહ્યા. મોડી રાત્રે એક માણસ આવ્યો તેના એક હાથમાં ઘાસ હતું અને બીજા હાથમાં રૂમાલ બાંધેલી પોટલી હતી. તેમાં ખુર્મા હતા. આપે તે ખુર્મા ખાધા અને ઘોડાને ખવડાવ્યું પાછળથી જણાયું કે તે શખ્સ ખિઝર (અલૈ.) હતા.

દાદાજીની વફાત પછી નોકરીનો ત્યાગ કર્યો અને ખિલાફત સંભાળી.

ઔરંગઝેબ ગુજરાતના સુબા હતા ત્યારની આ વાત છે. પોતાના ગુરુ–ઉસ્તાદ શેખ નિઝામ મારફતે પોતે શેખ યહ્યા ની મુલાકાતનું કહેણ મોકલાવ્યું, શેખે જવાબમાં કહેવડાવ્યુ કે દુર્વેશોની મુલાકાતનો હેતુ દુઆ માટેનો જ હોય છે. ફકીર અહી ખાનકાહમાં બેઠાં જ દુઆ કરે છે. હાકિમના હુકમ અનુસાર સેવક દરબારમાં આવશે તો ખરાં. પરંતુ એમાં મજા આવશે નહી. હઝરતના આ જવાબ પછી ઔરંગઝેબ પોતે હઝરતની મુલાકાતે પધાર્યા. અરજ કરી કે હઝરત ! આપ અમારા માટે જે કોઈ દુઆ કરશો તે ખુદાના દરબારમાં અવશ્ય સ્વીકારાશે, આપે ઔરંગઝેબની પ્રગતિ અને ઈસ્લામનના વધુ ને વધુ ફેલાવા માટે દુઆ કરી. આપની દુઆ અનુસાર ઔરંગઝેબ ઈતિહાસમાં અજોડ ગણાય છે. તેણે ઈસ્લામની ઘણીમોટી સેવા બજાવી.તેના સમયમાં ઈસ્લામનો ઘણા મોટાપ્રમાણમાં ફેલાવો થયો.

ઔરંગઝેબ ગાદીએ આવ્યા પહેલાં દર વરસે હઝરતને ૨૦૦ રૂ. નજરાણું ભેટ ધરતા હતા. બાદશાહ થઇ ગયા પછી એક હજાર રૂપિયા, ઘોડા, પાઘડી ઝભ્ભો, તલ્વાર અને પોતાના હાથે એક પત્ર લખી હઝરતને ભેટ ધરતા હતા. ચિશ્તીયા સિલ્સિલાની રીત અનુસાર હઝરત શેખ યહ્યા સીમાના શોખીન હતા. વળી મૌલુદ શરીફ વેળા કવ્વાલી સાંભળવાના શોખીન હતા. બાદશાહ ઔરંગઝેબના મત અનુસાર અમદાવાદના હાકિમ મિર્ઝા બાકિર મુહતસીબે આ વિષે મનાઇ ફરમાવી હતી, બધે ઉર્સ તેમ જ મૌલુદ શરીફ વેળા કવ્વાલીઓ બંધ થઇ ગઇ હતી. ફક્ત હઝરત શેખ યહ્યાની ખાનકાહમાં આ પ્રણાલિકા ચાલુ હતી. મિર્ઝા અહીં પોતાનો હુકમ ચલાવી શકે તેમ ન હતા. આથી જ્યાં પાબંદી હતી તેઓને આ વાત રૂચિ નહી તેઓએ મિર્ઝાને આ અંગે ફરિયાદ કરતા કહ્યું કે હઝરત શેખ યહ્યાના ત્યાં પણ આ હુકમનો અમલ કરાવવો જોઈએ. લોકોનો ઉકેરાટ જોઇ મિર્ઝાએ હઝરત શેખ યહ્યાના ત્યાં કવ્વાલી એ સીમાઅ બંધ કરાવવાનું નક્કી કર્યુ. હઝરતને આ વાતની જાણ થઇ ગઇ.. હઝરતે પોતાના ખાદિમોને સૂચના આપી કે હથિયારોથી સજ્જ થઇ તૈયાર રહે, પોતે પણ હથિયાર હાથમાં સંભાળ્યું. આ સમાચાર મિર્ઝાને થતાં જ તેમણે પીર અરબને હઝરતની ખાનકાહમાં તપાસ માટે મોકલ્યા, મીર અરબે હઝરતની ખાનકાહમાં પહોંચી પરિસ્થિતિની ગંભીરતા પામી જઇ હઝરતને વિનવણી કરી કે નાહક ખૂના મરકી થશે. આથી આપ હઝરત થોડાક દિવસ સીમાઅ અને કવ્વાલી બંધ કરો, દિલ્હીથી તે માટે મંજૂરી આવી જતા પુનઃ તે ચાલુ કરાવજો. હઝરત શેખે જવાબમાં આવી કહ્યું કે કેવી મંજૂરી ? બાદશાહ કોણ ? અમો જેને ગાદીએ બેસાડીએ તે જ બાદશાહ મીર અરબે આખરે લાચાર થઇ પાછા ચાલ્યા ગયા મિર્ઝાને આ હકીકતથી વાકેફ કર્યા શેખે આ બધી હકીકત બાદશાહ ને જણાવી. હઝરતનો પત્ર મળતાં

જ ઔરંગઝેબે અદબ સહિત વાંચી મિર્ઝા ઉપર હુકમ કર્યો કે હવે થી આવી ગુસ્તાખીનો વિચાર સુધ્ધાં કરશો નહી. વળી આવી નાઝુક બાબતોમાં તમારે હસ્તક્ષેપ પણ કરવો જોઇએ નહીં.

હઝરત શેખે બે વખત હજજે બયતુલ્લાહ ની ઝિયારત કરી હતી, બીજી વખતે હજજે બયતુલ્લાહ શરીફ જતી વેળા પાંચકુવા પાસેની મો. મુહંમદ કાસિમની મસ્જીદમાં રોકાયા, અસંખ્ય લોકો વિદાય માટે ત્યાં આવવા લાગ્યા. મૌ. અબ્દુલવાહિદ વહોરાને કેટલાકોએ અરજ કરી કે શેખ વહાલા હજ માટે જઇ રહ્યા છે. પાસેની જ મસ્જીદમાં આપ રોકાયા છે ચાલો આપણેય વિદાય અર્થે જઇ આવીએ. મૌ અબ્દલુવાહિદ આપના પ્રતિસ્પર્ધી હતા. વળી તેઓ સિમાઅના પણ વિરોધી હતા. તેમણે જવાબ આપ્યો કે શું હું એવા શેખને મળવા જાઉં કે જેઓ ગેન ગેન સાંભળે છે. ? (એટલે કે મૌલાનાએ સિમાઅ અને કવ્વાલી ગેન – ગેનની ઉપમા આપી) આમ કહી તેઓ શેખને મળવા ગયા નહી. કોઇ કે મૌલાનાની આ ટીકા શેખ સુધી પહોંચાડી દીધી. શેખે તે સાંભળી ફરમાવ્યું કે આ મૌલાના પોતે જ ગેન– ગેન કરતા થઇ જશે. મૌલાના પોતાની મસ્જીદમાં મગરિબની નમાઝ પઢાવવા ઉભા થયા ત્યારે કિર્અત દરમિયાન ગેરુલમગ્ઝુબ અદા કરી શક્યા નહી. ગેન–ગેન કરતા અટકી પડતા. આગળ પઢી શકતા નહી. છેવટે બીજાને નમાઝ પઢાવવા ઉભા કરવા પડતા. તેમની આ હાલત છેવટ સુધી રહી !

જ્યારે હઝરત હજ અર્થે સુરત બંદરે પહોચ્યા ત્યારે કેટલાકોએ કહ્યું કે જહાજમાં ઇસ્તિનજા અને વુઝુ માટે ઘણી જ તકલીફ પડે છે. હઝરત બોલ્યા કે માણસે એવી રીતે શા માટે વર્તવુ જોઇએ કે વારંવાર ઇસ્તિનજા અને વુઝુની જરૂર પડે. જ્યારે વુઝુ કરી જહાજ માં બેઠા ત્યારથી લઇ જિદ્દહ સુધી આપને બીજા વુઝુની જરૂર પડી નહી ન તો આપે રસ્તામાં

કશું ખાધુ પીધુ કે ન તો ઉંઘ લીધી । આપની આ કરામત પ્રખ્યાત છે ૧૪ વર્ષ સુધી આપ મક્કા–મદીનામાં રહ્યા. ૨૮મી સફર ૧૧૦૧ હિજરીમાં મદીના ખાતે વફાત થઈ, હઝરત ઉસ્માન (રદિ) ના મઝારની બાજુમાં મદીનામાં આપનો મઝાર છે.



# મિયાંખાન ચિશ્તી (રહ.)

આપ હઝરત નસીરૂદ્દીન ચિરાગ દહેલ્વી (રહ.)ના સિલસિલાથી બયત હતા. સાબરમતીના કિનારે મુલ્તાનપુરા માં એક હુજરો બનાવડાવી તેમાં ઈબાદતે ઈલાહીમાં પરોવાઈ ગયા હતા.

આપને કોઈ મળવા આવતું તો હુજરામાંથી જ પૂછતા કે આ અગાઉ મળી ગયા છો ? જો આવનાર હા કહેતા તો આપ ફરમાવતા કે હવે મળવાની કશી જરૂર નથી, એ પછી તેને મુલાકાત આપતા નહી. મળવા આવનાર ના પાડે તો હુજરામાં બોલાવી મુલાકાત આપતા થોડીક વાર વાતચીત કરી તેને પાછા જલ્દીથી રવાના કરી દેતા.

એક વેળા શેખ મહંમદ ચિશ્તી આપને મળવા આવ્યા. અવાજ આપતા નિયમ મુજબ હઝરતે પૂછ્યુ કે કોણ છો ? પહેલાં મળી ચૂક્યા છો ? શેખ મોહંમદ ચિશ્તી એ મોટા અવાજે કહ્યુ કે દરવાજો ખોલો ફકીરનો દરવાજો શા માટે બંધ છે. ? આ સાંભળી હઝરત ઉંડો શ્વાસ લઈ બોલ્યા કે હા અમો સમજી ગયા હસન મહંમદના સાહેબઝાદા છો, આમ કહી દરવાજો ખોલી આપને હુજરા માં બેસાડ્યા.

૫ મી જમાદિઉલ અવ્વલે વફાત પામ્યા. વફાતની સાલ મળતી નથી. આપની કબર મલિક મકસૂદની મસ્જીદે કલાં પાસે છે. જે આજે મિયાંખાં ચિશ્તીની મસ્જીદ નામે પ્રખ્યાત છે. ૧૮ મી ઝિલ્કાદે ઉર્સ થાય છે પાસે જ હઝરત ગેબનશાહીદની દરગાહ છે.

## શેખ એહમદ કબીર ચિશ્તી (રહ.)

હઝરત શેખ એહમદ કબીર ચિશ્તી ઉર્ફે મુશ્તાકુલ્લાહ (રહ.) હઝરત નસીરુદ્દીન સાની (રહ.) ના ફરઝંદ હતા ચિશ્તિયા સિલ્સિલાની ખિલાફત અને ખિરકહ પિતાજી પાસેથી જ મેળવ્યો.

શાહપુર ચકલા મિયા વાડ, જાલીવાલી મસ્જીદમાં કબર મુબારક છે. મખ્બેરૂલ ઔલિયાની નોંધ મુજબ ૨૯ મી રજબ ૯૬૩ હિજરીમાં વફાત થઇ.

## શેખ ફરીદુદ્દીન ચિશ્તી (રહ.)

પિતાજીનું નામ શેખ નસીરૂદ્દીન હતું. પિતાજીની વફાત પછી આપે પોતાના મોટાભાઇ હઝરત શેખ યહ્યા ચિશ્તી (રહ.) પાસેથી ઉચ્ચ દીની તાલીમ અને સૂફીવાદનું જ્ઞાન મેળવ્યુ.

એક વેળા આપ ગુલબર્ગ શરીફ હઝરત ગેસુદરાઝ (રહ.) ના મકબરામાં ગયા. ત્યાં હઝરત નો ઉર્સ ચાલી રહ્યો હતો.લોકોની ઘણી ભીડ હતી. ત્યાંના ખાદિમોએ આપના આગમનની નોંધ લીધી નહી. આપ તરફ લક્ષ પણ આપ્યુ નહી આપને ઘણું જ ખોટુ લાગ્યું હઝરત ગેસુદરાઝ (રહ.) ની કબર મુબારક તરફ મોઢું કરી આપ મોટેથી બોલ્યા કે. હે ગેસુદરાઝ ? તમો તો બંદાનવાઝ તરીકે પ્રચલિત છો. હું ચિશ્તી દેહલ્વી (રહ.) નો ફરઝંદ છુ હું તો તમારા દીદાર અર્થે પધાર્યો છું તમારા ખાદિમોએ મને અપમાનિત કર્યો છે. જો આપને મારી ઓળખાણ પડતી હોય તો તેઓને મને મહત્તા આપવા કાજે કાંઇક બતાવો. નહીં તો હું અહીંથી ચાલ્યો જઇશ એ પછી કદાપિ સંબંધ રાખીશ નહી !

આપે આ શબ્દો ઉચ્ચાર્યા કે તરતજ કબર શરીફમાંથી હાથ મુબારક બહાર આવ્યો આપના માથા ઉપર હાથ મુબારક ફેરવ્યો. હાજર

એવા લોકો દિગ્મૂઢ બની ગયા આપના વ્યક્તિત્વ થી બધા પરિચિત બન્યા પોતાની ભૂલ બદલ સૌએ માફી માંગી.

૧૬ મી સફર હિજરી ૧૦૯૦ માં આપની વફાત થઈ શાહપુર ખાતે મદફુન થયા.

## શેખ રૂકનુદીન ચિશ્તી (રહ.)

આપ હજરતનો જન્મ ૧૧૩૧ હિજરીમાં અહમદાબાદ ખાતેજ થયો. પિતાજી હજરત હિસામુદીન ઉર્ફે મુહંમદ ફરૂખા (રહ.) પાસેથી ખીલાફત પામ્યા.

આપ હજરત ઘણા સખી હતા ગરીબ ગુરબાઓને નિયમિત જમાડતા ગરીબોને દરરોજ ફળ વહેંચતા. આપ હજરત સાહિબે કરામત બુઝુર્ગ હતા. આપની શખ્સીયત ની ઘણા લોકો અદેખાઈ કરતા એક વેળા કેટલાક હાસિદોએ આપની કસોટી કરવાનું કાવત્રુ રચ્યું ઈબ્રાહીમ નામક એક શખ્સને જનાઝામાં સૂવાડ્યો કેટલાક લોકોને સાથે લીધા. દફન વિધિ કરવા જઈ રહ્યા છે એ રીતે જનાઝાની નમાઝ પઢાવવા વિનંતી કરી હજરત તો જનાઝાની નમાઝ પઢાવી જતા રહ્યા. કાવત્રખોરોએ હજરતને બેવકૂફ બનાવ્યા સમજી ખીલખીલાટ હસવા માંડ્યા થોડીવારે તેમણે જનાઝા તરફ જોયું તો તેમાં હલન ચલન જણાયું નહી. ઉપર ઢાંકેલું કપડું હટાવી જોયુ તો ઈબ્રાહીમ વફાત પામી ચૂક્યો હતો. તેઓ સ્તબ્ધ થઈ ગયા તેમના મોઢાં પડી ગયા. બધા ખાનકાહમાં હજરત પાસે દોડી ગયા ઘણી માફી માંગી છેવટે ઘણા માણસોની સમજાવટથી હજરતે ફરીથી જનાઝાની નમાઝ ફરી પઢાવી દુઆ માંગી ઈબ્રાહીમ જીવતો થયો. સૌએ હજરતની મહાનતાનો સ્વીકાર કર્યો.

૨૫ શાબાન ૧૧૯૮ હિજરીમાં આપની વફાત થઈ, શાહપુર ચંપાવાલી મસ્જીદમાં આપનો મઝાર મુબારક છે.

# મિયાં ગેબન શાહ (રહ.)

આપને બાબા ગેબી શાહ પણ કહે છે. આપ એક મુજઝુબ હતા. મોટા ભાગે શેખ મહંમદ ચિશ્તી (રહ.)ની સેવામાં રહેતા. મુઝફ્ફર શાહ ત્રીજાએ દિલ્હીથી ગુજરાત ઉપર ચઢાઈ લઈ આવી અકબરના હાકીમોએ પદ ભ્રષ્ટ કરી ગુજરાત કબ્જે કર્યું ત્યારે આપ બોલ્યા કે મુઝફ્ફર કેમ આવ્યો ? મુઝફ્ફર તો અમો છીએ ! આ શબ્દોના થોડાક જ દિવસો પછી મુઝફ્ફર ની ગાંદી છિનવાઈ ગઈ. તે પકડાઈ જઈ માર્યો ગયો. ?

બાબા સાહેબની કબર શાહપુર દરવાજા બહાર છે.



## ચિશ્તીયા ખાનદાનના નામાંકિત બુઝુર્ગો
## શાહપુર ચકલા, મિર્યાવાડા, જાળીવાળી મસ્જીદ
## કિલ્લા ( મસ્જીદ) બાજુમાં પહેલા

૧. ખ્વાજા શેખ અહમદ કબીર મિયાજી ચિશ્તી
વફાત ૨૨ રજબ ૯૨૨ હિજરી

૨. ખ્વાજા હસન મહંમદ ચિશ્તી કુત્બુલ્અવલિયા
૨૯ ઝિલ્કઅદ ૯૮૨ હિજરી

૩. ખ્વાજા શેખ મહંમદ કુત્બુલ્અકતાબ
૨૯ રબીઉલ અવ્વલ ૧૦૪૦ હિજરી

૪. ખ્વાજા શેખ સાની ફરીદુદ્દીન ચિશ્તી
૨૫ મુહર્રમ ૧.૩૩૬ હિજરી

૫. ખ્વાજા શેખ કિબલા મેહમૂદમિયા ચિશ્તી
૭ ઝિલ્કઅદ ૧.૩૫૦ હિજરી

૬. ખ્વાજા મહંમદ આશિકમિયા ચિશ્તી દરગેન્દ (રહ.)
   ૨૧ શાબાન ૧૧૨૦. હિજરી
૭. નસીરૂદીન ફરીદુદીન ચિશ્તી (રહ.)
   ૧૯ જિલ્કઅદ ૧૪૦૧ હિજરી

## શાહપુર ચકલા, ચંપા મસ્જીદ

૧. હઝરત રુક્નુદ્દીન અહમદ બુઝુર્ગ ચિશ્તી
   ઉર્સ, ૧૪ રબીઉલ અવ્વલ
૨. જમાલુદ્દીન જમ્મન સાની
   ઉર્સ, ૬ રબીઉલ આખર
૩. હિસામુદ્દીન ફર્રૂખ ચિશ્તી
   ઉર્સ ૨૫ ઝિલહજ
૪. રુક્નુદ્દીન સાની ચિશ્તી
   ઉર્સ ૨૫ શાબાન

## શેખ જમ્મન શાહ (રહ.)

મુબારક નામ જમાલુદ્દીન હતું. આપની ગણના ગુજરાતના નામાંકિત વલીઓ માં થાય છે. પોતાના વાલિદ હઝરત શેખ મેહમૂદ રાજન (રહ.) પાસેથી દીની તાલીમ અને તસવ્વુફનું જ્ઞાન. ભાન મેળવ્યું. હઝરત શેખ એહમદ ખટ્ટુ સરખેજી (રહ.) ના ખલીફા હઝરત શેખ નસીરુદ્દીન સાની (રહ.) આપના કાકા થતા હતા કુર્આન અને તફસીરના હાફિઝ હતા અત્યંત ખુશ-મધુર અવાજે કુર્આને પાકની તિલાવત કરતા હતા સદા ઝિક્ર અને ફિક્રમાં મશ્ગૂલ રહેતા હતા. મોટાભાગે રોઝદાર રહેતા ઇશાની

ફજુથી ફજરની નમાજ અદા કરતા ઈમાનની હિફાઝત માટેની બે રકાત નફિલ નમાઝ બાલિગ અવસ્થાથી લઈ વફાત સુધી કદિ છોડી નથી ? દરરોજ એકહજાર નફિલ રકાત અદા કરતા હતા. !

એક રાત્રે આપ મસ્જીદમાં હતા. ગુસલની હાજતે એક માણસ મસ્જીદમાં આવ્યો. તેણે હઝરતના શરીરના અંગો જુદા જુદા પડેલા દીઠા. આપને કોઈએ શહીદ કરી દીધા માની ગભરાઈને જઈ બહાર નીકળી ગયો. ફજરની નમાઝમાં આવી હજરતને સાજા સમા જોઈ ઘણો નવાઈ પામ્યો. આ અચંબા જનક ઘટના લોકોમાં તેણે જાહેર કરી દીધી ટોળાબંધ લોકો હઝરત પાસે આવવા લાગ્યા. ભેદ–રાઝ જાહેર થઈ જવાની વાત હઝરત ને ગમી નહી. હઝરતે કહ્યુ કે જેણે મારો આ રાઝ લોકોમાં છતો કરી દીધો તેની ઝબ ગુંગી કેમ ન થઈ ગઈ ? પેલો માણસ ગુંગો થઈ ગયેલા કેટલાક સમય સુધી તે ગુંગોજ રહ્યો. છેવટે હઝરતની સેવામાં આવી માફી માંગી હઝરતે કાળી દ્રાક્ષ આપી તેને ચાવવા આજ્ઞા કરી તે બોલતો થઈ ગયો !

આપ હઝરતે આખા જીવન ભર લોકોને સન્માર્ગે વાળવાનું તબ્લીગી કાર્ય અંજામ આપ્યું. કદિ એ બાબતમાં આળસ કે ઢીલ કરી નથી. ગુજરાત ભરના હજારો લોકોએ આપથી બયત થઈ ફેઝ મેળવ્યો હતો. અત્યારે આપના મઝારે અકીદત મંદોની ભીડ જામેલી રહે છે.

૨૦ મી ઝિલ્હજ ૮૭૦ હિજરીમાં વફાત પામ્યા. આપનો મઝાર નવરંગપુરામાં નદિ કિનારે છે. બાજુમાં જ વિશાળ મસ્જીદ છે.



# શેખ અબ્દુલમઅતી બિન હસન બાકસીર (રહ.)

આપ (રહ.) દસમી સદી હિજરીના જાણીતા આલિમ અને હદીસવેત્તા હતા. મૂળ વતન મક્કા મુકર્રમહ હતું. ત્યાં જ પેદા થયા. શેખુલ્ઈસ્લામ ઝકરીયા અન્સારી (રહ.) થી હદીસ – શિક્ષણ લઈ સનદ મેળવી હતી.

ગુજરાત પધારી સદા અહિં જ કાયમી વસવાટ કર્યો. જીવનભર હદીસનો દર્સ આપતા રહ્યા. દુર દુરથી આલિમો અને ઈલ્મના રસ્યા વિધાર્થીઓ દર્સ સાંભળવા આવતા. આંટીઘૂંટી ભર્યા પ્રશ્નોની આપથી સમજ મેળવી સંતોષ પામતા.

શેખ અબ્દુલ્મઅતી અરબી ભાષાના ઉચ્ચ કોટિના કવિ પણ હતા. "અન્નુરુસ્સાફિર" માં આપના કેટલાક કસીદા અને કત્આત નોંધાયેલા છે. જે ઉપરથી અરબી પદ્ય ઉપરના આપના કાબુનું માપ કાઢી શકાય તેમ છે. આપે કેટલાક મશાયખોની મજલિસમાં "શફા" નામક પુસ્તક એકજ બેઠકમાં ફજરથી લઈ ઝોહેરની નમાઝ સુધીમાં પુરુ કર્યું. આપ શેખુલ્ઈસ્લામ ઝકરીયા અનસારી અને તેઓ હાફિઝ ઈબ્ને હજરથી રિવાયત કરતા હોવાથી આપની સનદ ઘણીજ વિશ્વાસપાત્ર ગણાતી. આથી આપના દ્વારે આલિમો અને તાલિબ ઈલ્મની ભીડ જામેલી રહેતી.

અન્નુરુસ્સાફિરના લેખક શેખ અબ્દુલકાદિર (રહ.) એ આપ કનેથી બાળપણમાં બુખારી સાંભળી હતી. આપે લખેલ પુસ્તકોમાં **અલ્મારિજાતુલ્બુખારી** પ્રખ્યાત છે.

આ કિતાબ આપ પુરી કરી શક્યા નહી ફક્ત એકજ ભાગ પુરો કરી શક્યા.

આપની વફાત ૯૮૩ હિજરીમાં થઈ. લાલદરવાજા સીદી સઈદની જાળીવાળી મસ્જીદના ચોગાનમાં શેખ સઈદ સુલ્તાન હબ્શી અલહબ્શી (રહ.) નામે મઝારની બાજુમાં દફન થયા.

## શેખ અહમદ બિન અબ્દુલ્મઅતી બાકસીર (રહ.)

આપ મુહદ્દિસ અબ્દુલ્મઅતી બાકસીરના પુત્ર હતા. પિતાજીની જેમ આપ પણ મુહદ્દિસ હતા. અન્નુરુસ્સાફિરમાં આપનો ટૂંકો ઉલ્લેખ છે. વિસ્તૃત અહેવાલ મળી શક્યો નહીં. અરબી ભાષા ઉપર આપનો પણ અભુતપૂર્વ કાબુ હતો. અન્નુરુસ્સાફિરમાં આપના અશ્આર વાંચતા રૂહને તાઝગી મળે છે. આપ પણ આ જ મસ્જીદમાં મદફુન થયેલ છે.



## શેખ સઈદ સુલ્તાન હબ્શી અલહબ્શી (રહ.)

આલમની અજાયબી એવી એહમદાબાદની સીદી સઈદની કલાત્મક જાળીઓ વાળી મસ્જીદ બંધાવનાર શેખ સઈદ સુલ્તાન હબ્શી મહાવિદ્વાન, આલિમ, ફાઝિલ, ફકીહ, હાફિઝે કુર્આન, પરહેઝગાર તેમ જ ભિન્ન વિષયોના નિષ્ણાત હતા. એની ભાગ્યે જ કોઈને જાણ છે. શેખ સઈદ હબ્શા (એબીસિનીયા) ના હતા. તેઓ યમન જઈ તુર્કી સૈન્યમાં ભરતી થઈ

મુસ્તુફા રુમીખાન સાથે ગુજરાતમાં આવ્યા, સીદી સુલ્તાન મહંમદ શાહ ત્રીજાના વિશ્વાસુ માણસોમાંથી હતા. આથી તે સુલ્તાન તરીકે ઓળખાતા હતા. મહંમદ શાહના મરણ પછી ગુજરાતના ઉમરાવોએ સુલ્તાન અહમદ શાહ બીજા અને તે પછી સુલ્તાન મુઝફ્ફરશાહ ત્રીજાને નામના જ સુલ્તાન બનાવી ગુજરાત પ્રદેશ વહેંચી લીધો. તે ઉમરાવોમાના ઝુઝારખાન* હબ્શીના શેખ સીદી સઈદના ગાઢા મિત્ર હતા. તેઓ એક બીજા સાથે સગાભાઈ જેવો વર્તાવ કરતા. સીદી સઈદ આપણે ઉપર જોયું તેમ ઘણાજ કાબેલ મહાપુરુષ હતા, પાછળથી આપે સૈનિકસેવા ત્યજી દીધી. પોતાનું જીવન ઈસ્લામ પ્રચાર તથા યાદે ઈલાહીમાં વિતાવવા માંડ્યું તેમની નેકી વફાદારી અને ભલમનસાઈથી આકર્ષિત થઈને ઝુઝારખાએ મોટી આવકની જાગીર અર્પણ કરી હતી, પાછળ ઝુઝારખાન અને શેખ સીદી સઈદ વચ્ચે કોઈક કારણ વૈમનસ્ય પાછળથી ઉભુ થવાની તેમને આપેલી જાગીર ઝુઝારખાને લઈ લીધી હતી. પરંતુ અમીર ઉલધખાને એથી પણ વધુ આવકના ગામો સીદી સઈદને ભેટ આપ્યા હતા.

શેખ સીદી સઈદ પોતે પણ ધનિક હતા. તેમણે પોતાની ધનદોલત લોકોની ઉન્નતિ અને ઈસ્લામ પ્રચાર પાછળ જ ખર્ચી ગુજરાતના

---

* મરહૂમ ઝુઝારખાન હબ્શી ગુજરાતના ઉમરાવોમાંથી હતા. પાછળથી બિજલીખાનના ચઢાવવાથી અમદાવાદનુ પરગણુ પોતાના કબ્જામાં લેવા ચંગીઝખાનને કાંકરિયા સામેની ફઝલુલમુલ્કની મસ્જીદ પાસે દગાથી મારી નાખ્યો (હિ. સ. ૯૭૯) ચંગીઝખાનની લાશ ભરુચ લઈ જઈ બાબા રેહાન (રહ.)ના કબ્રસ્તાનમાં દફનાવવામાં આવી. જ્યારે અકબર બાદશાહે ગુજરાત ઉપર હુમલો કર્યો ત્યારે ચંગીઝખાનની માતાએ પોતાના પુત્રના ખૂનની દાદ માંગી, આથી અકબરે ઝુઝારખાનને હાથીના પગ નીચે કચડાવી મારી નાખ્યો. કહેવાય છે કે અકબરને તેના બીજા દમન અને દુષ્કૃત્યની જાણ હતી. ૯૮૦ (ઈ.સ. ૧૫૭૩) માં આ બનાવ બન્યો. સરખેજમાં એના વાલિદ બિલાલની કબર પાસે દાટવામાં આવ્યો.

ઉમરાવોમાનાં અંતર કલહ અને યુધ્ધના કારણે લોકો ઘણા દુઃખી થઇ ગયા હતા. વિશેષ કરીને એહમદાબાદ વધુ અંધાધુંધી વ્યાપી હતી. લોકો રોજી રોટી વિના ભુખે મરવા લાગ્યા સીદી સઇદ દરરોજ પચાસ મણ ખોરાક રંધાવતા અને ગરીબ તથા મધ્યમ વર્ગના લોકોને ખવડાવતા જે આબરૂદાર લોકો શરમનાં માર્યા લંગર ખાનામાં જમવા આવી શકતા નહી તેમને તેમના ઘરોમાં જમણ પહોંચતુ કરવામાં આવતું. ઠંડીની મોસમમાં એક સાથે વધુ ગરીબો ઓઢી શકે એવી લાંબી કમ્બલો વહેંચતા.

શેખ સીદી સઇદ વિદ્યાપ્રેમી હતા. ઘણા ઉત્તમ માણસો અને આલિમો સાથે શેખ સઇદની બેઠક હતી. ઝફરુલ્વાલહના કર્તા મૌલાના અબ્દુલ્લાહ મોહંમદ બિન ઉમર આસફી લખે છે કે, "શેખ સઇદ ઇલ્મનવાઝ હતા. મારી સાથે તેમના સંબંધ ઘણા સારા હતા" આસફીએ શેખની પ્રશસ્તિમાં એક અરબી નઝમ પણ લખી હતી. સીદી સઇદ પોતાના દસ્તરખાન પર હેદ્રમાતના શરીફ, શહેરના ઉલ્માઓ, સૂફીઓ તેમ જ સ્નેહીઓ ને જમવા બેસાડતા. વળી દુનિયા ત્યજનાર એકાંતવાસી ફકીરોને પણ તે જમવાનુ મોકલતા. ¤

આપની ઇલ્મનવાઝી અને વિદ્યાપ્રિયતાના કારણે મુહદ્દિસ શેખ હમીદ બિન કાઝી અબ્દુલ્લાહ સિંધીએ જામિઅ હમીદીનું લેખન પૂરૂં કર્યું ત્યારે તેનું નામ "જામિઅ સઇદી, ફી તબવીબુલ હમીદ" રાખ્યું.

આપ હન્ફી મસ્લક ધરાવતા હતા અને ઇબ્ને હજર મક્કી (હિ.૯૯૧)ના શાગિર્દ હતા.* તેમની પાસેથી હદીસનો દર્સ લઇ રજા મેળવી હતી.

આપ વિદ્યા પ્રેમી હોવાથી કિતાબો એકત્ર કરી શકાય એટલી એકત્ર કરી પોતાના પુસ્તકાલયમાં મૂકી હતી. પુસ્તકો માટે પોતાના માણસોને

¤ ઝફરૂલવાલહ ભાર, લંડનની આવૃત્તિ

* અન્નુરૂસ્સફિર —શેખ અબ્દુલકાદિર એદરૂસ (ર્હ.)

મિસર તથા અન્ય દેશો સુધી મોકલતા. ગમે તે કીમતે અપ્રાપ્ય પુસ્તકો ખરીદી મંગાવતા એક વેળા ખ્વાજા સલામતુલ ખાતિર મગરિબીને એક આખુ વહાણ લઇ કિતાબો માટે મિસર મોકલ્યા. આ વહાણ કિતાબો લઇને ઘોઘા બંદરે આવ્યું ત્યારે કમનસીબે દરિયામાં તોફાન આવવાથી આડુ પડી ગયુ જેથી તેમાંની ઘણી ખરી કિતાબો પાણીમાં નાશ પામી. તે જમાનામાં આ પુસ્તકાલય ઘણું પ્રખ્યાત હતું કુર્આનના સુંદર અને નાદર હસ્તલિખિત નમૂનાઓ આ પુસ્તકાલયમાં હતા. વિદેશી લેખકો પણ આ પુસ્તકાલયનો ઉપયોગ કરવા અત્રે આવતા. મરાઠાઓના અહમદાબાદ પરનાં હુમલામાં આ પુસ્તકાલય લુંટાયું અને નાશ પામ્યું હોવાનું જણાય છે.

સીદી સઇદની પ્રખ્યાત જાલી વાળી મસ્જીદ આપેજ બંધાવી છે. એક નોંધ મુજબ આ મસ્જીદ બનાવવામાં શેખ અબન નામના મજઝુબ નો ઘણો ફાળો હતો. તેની લંબાઇ ૬૮ ફુટ અને પહોળાઇ ૩૭ ફુટ છે. એમાંની સુંદર કોતરણી વાળી જાળીઓનો જોટો જગત માં મળવો મુશ્કેલ છે. જાળીઓમાં ખજૂરી ના વૃક્ષો અને પાતરાંની કોતરણી અલૌકિક તથા અજોડ છે. મી. હોપ અને ફરગ્યુસન નું કહેવું છે કે પૂર્વ જગત તથા ગ્રીસ વગૅરે માં એનો જોટો નથી. સર જહોન માર્શલ કહે છે કે તેમાંની જાળીઓ પરદેશીઓ લઇ ગયા છે પરંતુ આ વાતમાં તથ્ય નથી. સાચી વાત એ છે કે સીદી સઇદની અચાનક વફાતથી મસ્જીદનું કામ અપૂર્ણ રહેવા પામ્યું હતું. મરાઠા અને અંગ્રજોના કાળમાં મસ્જીદની હાલત ખરાબ કરી મુકવામાં આવી હતી. અંગ્રજોએ એમાં મામલતદારની કચેરી બેસાડી હતી. લોર્ડ કર્ઝને પુરાતત્વ ખાતાની સ્થાપના કરી ત્યારે તેને સરકારી રક્ષણ હેઠળ લેવામાં આવી.□

બીજી એક વાત અત્રે નોંધવા જેવી છે એક વેળા આપ પોતાના ખર્ચા સાથે બીજા ઘણા માણસોને હજ કરવા લઇ ગયા હતા. હરમયન

□. તારીખે ગુજરાત —પ્રો. મુઝફ્ફર નદવી.

શરીફમાં આપે તે વેળા કેટલાક કામો પણ કરાવ્યા હતા. અકબર બાદશાહના હુમલા પછી ત્રીજે વરસે આપને રાજ્ય તરફથી અમીરે હજ બનાવીને મોકલવામાં આવ્યા હતા.૦

આપની વફાત હજથી પાછા ફર્યા તે વર્ષે થઈ. ૩ શવ્વાલ સોમવાર હિ. ૯૮૪–૨૪મી ડીસેમ્બર ૧૫૭૬ ઈસ્વીમાં વફાત પામ્યા. આજ મસ્જીદમાં કંપાઉન્ડમાં દફન થયા. આપની બાજુમાં શેખ અબ્દુલમઅતી બિન અલહસન બા કસીર દફન થયેલ છે. વળી સહેનની બાજુમાં મજઝુબ શેખ અબાન અને અહમદ બિન અબ્દુલમઅતી તથા સીદીસઈદના કેટલાક કુટુંબીજનો અને સાથીઓ દફન થયેલ છે.



# શેખ મખ્દુમ શાહ (રહ.)

આપ સુલ્તાન મુઈઝુદ્દીન ગોરીના ખાનદાનમાંથી હતા. પરદાદા મહમદ ગોરી નાગોર ના સુબા હતા. પેઢી નામુ આ મુજબ છે. મિયાં મખ્દુમ શેખ અહમદ બિન શેખ બુર્હાન બિન અબૂ મુહમ્મદ બિન ઈસ્માઈલ બિન ઈબ્રાહીમ બિન મહમદખાં ગોરી.

પિતાજી શેખ બુર્હાન હજરત શેખ અહમદ ખટ્ટુ સરખેજી (રહ.) ના આસ્થાળુ અને મુરીદ હતા. શેખ બુર્હાન ને કોઈ ઔલાદ ન હોવાથી એક વેળા પીરો મુર્શિદ હજરત શેખ અહમદ ખટૂ સરખેજી (રહ.) ને ઔલાદ માટે દુઆ કરવા વિનંતી કરી. હજરતે આ દુઆ કર્યા પછી ફરમાવ્યું કે અલ્લાહ પુત્ર આપે તો તેમનું નામ અમારા નામ ઉપરથી પાડજો! પાછળ થી શેખ બુર્હાનના ત્યાં પુત્ર અવતર્યા અહમદ નામ પાડ્યું આપનો જન્મ ૮૭૪ હિજરીમાં થયો હતો.

○ જફરુલવાલહ

મિયાં મખ્દુમના દાદા અને પરદાદા સાહિત્યકાર હતા. આપના કુટુંબનો ""નવી સંદગી"" (કિતાબત) લહિયા નો વ્યવસાય હતો.•

હઝરત મિયાં મખ્દુમ અહમદ (રહ.) એ પ્રાથમિક દીની તાલીમ પિતાજી પાસેથી મેળવી, ઉચ્ચ દીની શિક્ષણ તે સમયના પ્રખર આલિમ–વિદ્વાન મૌલાના સદરેજહાં પાસેથી મેળવ્યું. મૌલાના સદ્રેજહાંને હઝરત શાહ આલમ (રહ.) સાથે શરીઅત અને ફિક્હની બાબતોમાં મતભેદ હતો. મિયાં મખ્દુમ અહમદના પ્રયાસોથી બન્ને બુઝુર્ગો એકબીજાની નિકટ આવ્યા હતા. હઝરત મિયાં મખ્દુમ અહમદે તસવ્વુફ તેમજ તરીકતનું જ્ઞાન હઝરત શાહઆલમ (રહ.) પાસેથી મેળવ્યુ. હિજરી ૮૫૬ એટલે કે ૧૨ વર્ષની ઉંમરમાં હઝરત શાહેઆલમ (રહ.) ની સેવામાં પરોવાયાં. બરાબર ૧૨ વર્ષ હઝરતની ખિદમત કર્યાં પછી ૮૬૮ હિજરીમાં દરબારે શાહિયાના મુખ્ય વ્યવસ્થાપક નિમાયા. હઝરત શાહ આલમ (રહ.) ના જામિયા રસૂલાબાદ અને ખાનકાહનું બધું જ કામ હઝરત મિયાં મખ્દુમના શિરે હતું. હિજરી ૮૮૦ માં હઝરત શાહ આલમ (રહ.) ની વફાત થઈ ત્યાં સુધી આ ફરજ બજાવી, હઝરત શાહઆલમ (રહ.) પાસેથી આપને ખિલાફત મળી હતી.

હઝરત શાહ આલમ (રહ.) એ આપને ""દુનિયા અને આખિરતના વઝીર"" તરીકે સંબોધ્યા હતા. પોતાના પીરો મુર્શિદ હઝરત શાહ આલમ (રહ.) પ્રત્યે આપને અસીમ આસ્થા–અકીદત હતી. જે દિવસથી હઝરત શાહ આલમ (રહ.) થી બયત થયા તે દિવસથી પોતાનો જમણો હાથ સતર સુધી લઈ ગયા ન હતા સુતી વેળા હાથ બાંધી દેતા. એક રિવાયત મુજબ કે જમણો હાથ કે જે બયત માટે પીરો મુર્શિદના હાથ સાથે મેળવ્યો હતો તે સતર (ગુપ્ત ભાગ) સુધી પહોંચી ન જાય તે માટે ગર્દન

• પહેલાના જમાનામાં છાપખાના હતા નહિ. કિતાબો ઉપરાંત કુર્આન પાક પણ હાથે લખાતા. તે લખવાનુ મહેનતાણું પણ સારૂ મળતું.

સાથે બાંધી દેતા. આપ રાત દિવસ રસૂલાબાદ ખાતે હઝરત શાહઆલમ (રહ.) ની ખિદમતમાં રહેતા હોવા છતાં અદબ અર્થે કદિ રસૂલાબાદની જમીન ઉપર ઈસ્તિનજો (પેશાબ–જાજરૂ) કરતાં નહી. આવી હાજત વેળા રસૂલબાદની બહાર દૂર ચાલ્યા જતા. હઝરત મિયાં મખ્દુમ પોતાના પીરો મુર્શિદની આટલી બધી અદબ–અમાન્ય જાળવતા.

હઝરત શાહ આલમ (રહ.) ની વફાત પછી દસ વરસ જીવતા રહ્યા ૨૨ રબીઉલ આખરના રોજ ૬૪ વરસની ઉંમરમાં ૯૯૦ હિજરીમાં વફાત પામ્યાં. ""ખૈરૂલ્અવલિયા"", શબ્દ ઉપરથી વફાતની તારીખ નીકળે છે. હઝરત શાહ આલમ (રહ.) ની વફાત પછી આપે જમાલપુરમાં ખાનકાહમા સ્થાપી તબ્લીગી સેવા બજાવી. આપની ખાનકાહમાં હજારો અકીદત મંદોની ભીડ રહેતી અસંખ્ય લોકોએ આપથી ફયઝ મેળવ્યો હતો.

જમાલપુર–સીધીવાડ હજીરામાં આપ હઝરતનો મઝાર મુબારક છે સાથે મસ્જીદ પણ છે.



## શેખ મેહમૂદ દરિયાનોશ (રહ.)

હઝરત ખ્વાજા મખ્દુમ શેખ મેહમૂદ દરિયાનોશ (રહ.) હઝરત કુત્બેઆલમ (રહ.) ના સૌથી મોટા પુત્ર હતા. આપનો જન્મ ૮૦૯ હિજરીમાં પાટણમાં થયો અને વફાત ૮૮૪ હિજરીમાં "વટવામાં" થઈ.

હઝરત શેખ મેહમૂદ દરિયાનોશ (રહ.) પોતાના પિતાજીનું પૂરતું અનુકરણ કરતાં હતા. કેટલીક વેળા હઝરત કુત્બેઆલમ (રહ.) એમને ભાઈ મેહમૂદ કહેતા. તો કેટલીક વેળા એમને ""વડન"" અર્થાત બુઝુર્ગ કહીને બોલાવતા. હઝરત કુત્બેઆલમ (રહ.) પોતાના બાતિની ફૈઝ, પોતાની ખાસ તવજ્જુહ અને ઇલાહી ઇનામાતથી આપને સરફરાઝ કરતા, એક દિવસ

હજ     શાહઆલમ (રહ.) પર મસ્તી છવાઈ હતી. આપથી કરામત અને આદત વિરૂધ્ધનાં કાર્યો જાહેર થવા માંડ્યા. હઝરત કુત્બેઆલમ (રહ.) એ કહ્યું કે અસાં વડનકીતી ખુમપિવા લિયે ઔર હઝમ કે તે તુસી કુ ઝરી હઝમ ન થયા" અર્થાત અમે બુઝુર્ગ (ફરઝંદ મેહમૂદ) ને ઈશ્ક મુહબ્બતના શરાબના પ્યાલાને પ્યાલા પીવડાવી દીધા તેને પણ તેઓ હઝમ કરી ગયા અને તમારાથી તો એક ટીપુ પણ હઝમ થઈ શક્તું નથી.

બજામે હરકસે હરગિઝ શરાબે ઈશ્ક કમ ગજનદ
ખુશારિન્દે કે ખુબ ખુમ નોશદ વ નાયઈઝને વબુએ

હઝરત શાહઆલમ (રહ.) એ પોતાના પિતાજીને જવાબ આપ્યો કે આપે જ એક દિવસ નુકતએ મઅરિફત નવાજી મને કહ્યું હતુ કે એને તમો પચાવી શકશો નહી.

હઝરત શાહઆલમ (રહ.) એ લખેલ પુસ્તક "એઅતેમાદુલ મુરિદ્દીન" માં છે કે હઝરત મખદુમ જહાન્યા જહાંગશ્ત (રહ.) નો ખિરકો કે જે ખુરાસાનાનો સોદાગર ૮૦,૦૦૦ અશરફિઓના બદલે લઈ આવ્યો હતો. તે ખિરકહ પાછળથી હઝરત શાહ નાસિરૂદ્દિન મેહમૂદ (રહ.) પાસે કોઈક રીતે આવ્યો હતો. આપે તે હઝરત કુત્બેઆલમ (રહ.) ને આપ્યો હતો. અને એ પછી હઝરતે શાહ મેહમૂદને અતા ફરમાવ્યો.

એક દિવસ હઝરત કુત્બેઆલમ (રહ.)ના મઝારની ઝિયારત માટે ઘણા લોકો આવ્યા હતા. બાદશાહ પણ હાજર હતા. કેટલાક બુઝુર્ગો અને મશાયખો પણ હતા. એ સૌ હાજરજનોની વચ્ચે હઝરત શાહ મેહમૂદને કહેવામાં આવ્યું  જો સૌની ઈચ્છા હોય તો અહી એક ગામ વસાવીએ અને તેનું નામ "કુત્બઆબાદ" રાખીએ હઝરતે  કહ્યું કે કુત્બેઆલમ (રહ.) એ શહેર છોડી અહી આ જગ્યો પસંદ કર્યો. હવે આપણે તેને કઈ રીતે આબાદ કરી શકીએ છીએ. સૌએ હઝરત શાહ મેહમૂદ દરિયાનોશ (રહ.) ને વિનંતી કરી કે આપ હઝરત વાલિદની રૂહ તરફ ધ્યાનમગ્ન બની તે વિશે પરવાનગી મેળવી જુઓ. આપ કબર મુબારક પાસે ગયા અને

ધ્યાનમગ્ન થયા. આપને બશારત આપવામાં આવી કે અમારા અહી આવ્યાં પહેલાં એક ભરવાડ બકરાં ચરાવ્યા કરતો હતો તેનું નામ "વટવા" હતું એથી તેના નામ પરથી ગામ વસાવવામાં આવે.

હઝરત કુત્બેઆલમ (રહ.)નો નિયમ હતો કે ઈશાની નમાઝ પછી એક લાકડાની ખુરશી પર બેસતા અને યા હય્યૂ યા કય્યૂમ કહીને કાબા શરીફ પહોંચી જતા. કાબા શરીફમાં એક ફકીર રહેતો હતો. તેણે એક દિવસ હઝરતને કહ્યુ કે આપ જે કાંઈ જમતા હોવ તે મને પણ જમાડજો. હઝરત પાછા આવ્યા. અને બીજા દિવસે જમવા બેઠા ત્યારે તેમને પેલો ફકીર યાદ આવ્યો. જમાડનાર ખાદિમે હઝરતને વિચારમાં પડેલા જોઈ કહ્યું કે આપ કેમ જમતા નથી. ફકીરને પણ જમણ પહોંચી જશે. ખાદિમ બે રોટીઓ લાવ્યો. એક રોટી હઝરત સામે પેશ કરી અને બીજી રોટી પોતાની બાતિની શક્તિ વડે પેલા ફકીરને પહોંચાડતો. જેટલો ખોરાક તે હઝરત સામે મૂકતો તેટલો જ ખોરાક તે પેલા ફકીરને પણ પહોંચાડતો. બીજી રાત્રે હઝરત કાબા શરીફ પહોંચ્યા ત્યારે પેલા ફકીરે કહ્યું કે-મારી ઈચ્છા મુજબ આપના ખાદિમે મને જમણ પહોંચાડી દીધુ હતું. આપે બીજા દિવસે પેલા ખાદિમને બોલાવ્યો અને ખોરાક કઈ રીતે પહોંચ્યો તે વિષે પૂછ્યું. તેણે કહ્યુ કે હઝરત એ તો આપના ફયઝ અને સોહબતનો પ્રતાપ છે. એક દિવસ બચપણમાં હઝરત શાહ મેહમૂદ માતાનું દૂધ પી રહ્યા હતા. દૂધના થોડાંક ટીપાં મેં પી લીધા ત્યારથી મને આ મરતબો પ્રાપ્ત થયો છે.

આપ (રહ.)નો મઝાર મુખ્ય રોજામાં હઝરત કુત્બેઆલમ (રહ.)ના મઝારની જમણી બાજુ એટલે કે કિબ્લા તરફ છે.

✪✪✪

# શેખ એદ્રુસ (રહ.)

આપ એદરૂસી ખાનદાન ના વંશ જ છે. પિતાજીનું નામ અબ્દુલ્લાહ હતું. હિજરી સન ૯૧૯ (ઇ.સ. ૧૫૩૭) માં હજ માત પાસેના "તરીમ" ગામમાં જન્મ થયો. પ્રાથમિક શિક્ષણ પિતાજી પાસેથી મેળવી એદરૂસી સિલ્સિલાની ખિલાફત પામ્યા. પ્રથમ હજ પિતાજી સાથે કરી. આ હજ પ્રવાસ દરમિયાન મુબારક રમઝાન માસમાં ચાર ઉમરા દિવસે અને ચાર ઉમરા રાત્રે કરતા, પંદર વરસ સુધી મદીના મુનવ્વરા ખાતે રહી વિવિધ દીની વિષયોની તાલીમ મેળવી. તે સમયના મહાન આલિમ શહાબુદ્દીન અહમદ બિન મહંમદ અલ સહમી પાસેથી ઝાહેરી તેમ બાતિની ફયઝ પામ્યા. તેમની પાસેથી હદીસની સનદ મેળવી.

હિજરી સન ૯૫૬ (ઇ.સ. ૧૫૪૯) માં ગુજરાત પધાર્યા ગુજરાતમાં સૌ પ્રથમ એદ્રુસ સિલ્સિલાનો પાયો આપે નાખ્યો આરંભમાં સુરત ખાતે રહી હજારો લોકોને રૂહાની તથા દીની ફયઝ પહોંચાડયો ૯૫૮ (ઇ.સ. ૧૫૫૧) હિજરીમાં સુરતથી અમદાવાદ પધાર્યા. ગુજરાતના શાહ સુલ્તાન મેહમૂદ બિન લતીફખાન આપનો આસથાળુ અકીદતમંદ હતો. હિ. ૯૬૦ માં ભરૂચ પધાર્યા હોવાનો ઉલ્લેખ તવારીખમાં જોવા મળે છે, એક નોંધ મુજબ ભરૂચ ખાતે ૬ વરસ સુધી રહી રૂહાની ફયઝ પહોચાડયો.

સિયરૂલઅવલિયાના કથન મુજબ ૯૬૬ હિજરી માં હાજીઓ માટે દરિયાઇ સફર કષ્ટદાયક નીવડી દરીયો ઘણો જ તોફાની બન્યો. હતો. ઉપરાંત ફિરંગીઓ અને પોર્ટુગલોની રંજાડનો પણ હાજીઓ માટે ભય હતો. આ વેળા આપ (રહ.) એક બશારત (કુદરતી સંકેત) ના આધારે હાજીઓની સલામતિની દુઆ અર્થે સુરત બંદરે પધાર્યા. ફરઝંદ સૈયદ મોહમદ એદરૂસ (રહ.)પણ સુરત ખાતે આજ કામમા પ્રવૃત હતા.

આ વરસે પૂન: એહમદાબાદ પધાર્યા અને વફાત સુધી અહીંજ ફયઝ પહોંચાડ્યો.

હજરત એદરૂસ શરીઅત પાલનમાં ઘણા જ ચુસ્ત હતા. સુન્નતની પેરવી–અનુકરણ ઉપર ખાસ ભાર મૂકતા. શિર્ક બિદઅત અને શરીઅત વિરૂધ્ધના કામોથી ભારે સૂગ હતી. ઝોહદ તકવા અને વિનમ્રતા એટલી બધી હતી કે સદા કહ્યા કરતા; "જ્યારે કોઇ મારો હાથ ચૂમે છે ત્યારે મને એમ લાગે છે કે જાણે તે મને તમાચો મારી રહ્યો છે; કોઇ મારા પગ ચૂમે છે ત્યારે તે મને મારી આંખમાં તીર મારતો હોય એમ જણાય છે"

આપ (રહ.) ઘણી કિતાબોના લેખક પણ હતા જેમ કે અક્દુન્નબી, સિર્રુલ્મુસ્તફવી, સિરાજુત્તવહીદ, નફાઇસુલ્અનફાસ, તહફતુલ્મુરીદીન, મૌલુદે સગીર વ મૌલુદે કબીર, શર્હુલ્ન ફહાતુલ્હુકમ વગેરે અક્દુનનબી પુસ્તકની હસ્તલિખિત પ્રત શર્હે કુતુબાતે મક્કીયહ નો એક કલમી નુસ્ખો ભરૂચના વડા કાઝી મર્હુમ નૂરૂદ્દીન શિરાઝી પાસે હતો જેની કિતાબત ૯૭૪ હિજરીમાં થઇ છે.

પ્રખ્યાત મુહદ્દિસ હાફિઝ અબ્દુર્રહમાન બિન દબીઅ સેબાની અને અલ્લામાં ઇબ્ને હજર મક્કી પાસેથી પણ દીની તેમ રૂહાની ફયઝ મેળવ્યો હોવાની તવારીખમાં નોંધ છે. હદીસ સંબંધી જ્ઞાનમાં આપ નિપૂણ પારંગત હતા. ફને રિજાલ અને ઉસૂલે હદીસમાં ઉચ્ચ સ્થાન ધરાવતા હતા. ગુર્જર ભૂમિ ઉપર કાલલ્લાહ અને કાલરસૂલુલ્લાહ (સલ) ની રૂહપરવર સદાઓ બુલંદ કરવામાં આપનો ફાળો નોંધપાત્ર હતો.

આપના મોટા ફરઝંદ સૈયદ અબ્દુલ્લાહ ખિલાફત હાંસિલ કરી પોતાના વતન તરીમ પાછા ગયા. સૈયદ અહમદ એદરૂસ સાહેબનો મઝાર ભરૂચમાં છે. સૈયદ મુસ્તુફા ઉર્ફે બાલાપીર એદરૂસ સાહેબનો મઝાર સુરત ખાતે છે. ચોથા પુત્ર સૈયદ મોહીયુદ્દીન અબ્દુલ્કાદિર પિતાજીની જગાએ સજ્જાદાનશીન થઇને ૧૦૬૭ હિજરી ૧૬૨૭ ઇસ્વી માં વફાત પામી એહમદાબાદ દફન થયા.

હઝરત ૨૫ મી રમઝાન ૯૯૦ હિજરીમાં વફાત પામ્યા. ઝવેરી વાડ રીલીફ રોડ અમદાવાદમાં મઝાર મુબારક છે આપની આજુબાજુ પુત્ર-પૌત્ર અને ખાદિમ મદફુન થયેલા છે. જ્યારે મજારની બહારના ચોગાનમાં બે પત્નિઓ અને અન્ય કુટુંબીજનો દફન થયેલ છે. આપના મઝારનું ચોગાન ઘણું વિશાળ હતું કૃષ્ણ સિનેમા સુધી એટલે કે શેખ અલી રઝા સરહિન્દી (રહ.) ના મઝાર મુબારકના કમ્પાઉન્ડની હદ સુધી તે વિસ્તરેલ હતું. આ ચોગાનનો કેટલોક વિસ્તાર રીલીફ રોડમાં સમાઇ ગયેલ છે. આ વિસ્તારમાં શાહી સમયમાં આરબ સોદાગરો વસતા હતા. અહી એક પોળનું જુનુ નામ સોદાગરની પોળ પ્રચલિત છે. આપથી આપના પૌત્ર સૈયદ મહંમદ બિન સૈયદ અબ્દુલ્લાહે પણ ફયઝ મેળવ્યો હતો. આપે હૈદ્રમાતથી અમદાવાદ આવી દાદા પાસે ફયઝ મેળવ્યો, સુરત ખાતે ૧૦૩૦ હિજરીમાં આપની વફાત થઇ અબૂબકર શિબ્લીએ આપને ફઝલો કમાલના સર્વમાન્ય શિરોમણિ તરીકે વર્ણવેલ છે.

(અલ્નશરઉસ્સવી)



## મો. અબ્દુસ્સમદ હકીર (રહ.)

મૌલાના પોતાના સમયના મહામોટા વિદ્વાન હતા. સુલ્તાન મહંમદ શાહ બીજાના મીર મુન્શી હતા. આ હોદ્દો ઘણા હોશિયાર, નિપુણ અને બુધ્ધિશાળી શખ્સને જ સોંપવામાં આવતો, બાદશાહને આપની કાબેલિયત, ઇલ્મ, સચ્ચાઇ અને સલાહ- મશ્વેરા ઉપર સંપૂર્ણ વિશ્વાસ હતો. આપે હુકુમતમાં રહી ઘણી ઉમદા સેવા બજાવી * આપ અહમદાબાદ ખાતે જ મદફુન થયા. મઝારનું સ્થળ મળતુ નથી.

* ઝફરૂલવાલિહ, યાદે અય્યામ.

# હઝરત ગૌસે રબ્બાની જલાલુદ્દીન હુસેન શાહ શેખ જીયો (રહ.)

આપ (રહ.) હઝરત કુત્બેઆલમ (રહ.)ના પૌત્ર અને હઝરત શાહ મેહમુદ ઉર્ફે શાહબુળા (રહ.)ના પુત્ર હતા.

આપના જન્મની ખબર હઝરત કુત્બેઆલમ ને કરવામાં આવી ત્યારે શાહ મેહમુદ પણ ત્યાં હાજર હતાં સમાચાર સાંભળી શાહ મેહમુદ શરમથી મોઢું નીચું કરી બેસી રહ્યા હતા. હઝરતે આપના તરફ જોઇ કહ્યુ કે "ભાઈ મેહમુદ ખુશ હો અસા થી વડા તુસાથી વડા અસાન્ડે ઘર જલાલ જહાન્યા આયા * " ભાઈ મેહમુદ ! ખુશ થાવ અમારા અને તામારાથી વધે એવા બુઝુર્ગ હઝરત મખ્દુમ જલાલ જહાન્યા આપણા ઘરે પધાર્યા છે. આ પછી હઝરતે પોતાની ચાદર શાહ મેહમૂદને આપીને કહ્યું કે આમાંથી બાળ જલાલુદ્દીન હુસેનના કપડાં બનાવજો.

આપનો જન્મ હિ. સ. ૮૫૩માં થયો હતો. નાનપણથી જ આપની પેશાની પર બુઝુર્ગીના ચિન્હો જણાતા હતા. આથી આપ પ્રત્યે સૌ વહાલ અને માન ધરાવતા આપના એક ભાઈનું નામ શાહ ખ્યાસ હતું હઝરત શાહ મેહમુદે ઘરનો બધો કારોબાર પોતાના મોટા પુત્ર શાહ ખ્યારનને સોંપ્યો હતો કહેવાય છે કે શાહ મેહમુદ (રહ.) ઈબાદતમાં સદા મગ્ન રહેતા એટલા બધા તેમા પરોવાયલા રહેતા કે સોનુ ચાંદી અને તાંબા વચ્ચેનો તફાવત સમજી શકતા ન હતાં. ગુજરાત આખાના લોકોને આપના પ્રત્યે ખાસ અકીદત શ્રદ્ધા હતી. આથી બધે બધથી ભેટો એટલી બધી આવતી

* આ શબ્દો 'તોહફતુલકિરામ' પૃષ્ઠ ૧૮માં પણ છે.

કે સોના ચાંદીથી માટલાય ભરાય જતા. આ બધી ભેટ સોગાદો ગરીબો મોહતાજોને વહેંચી દેવામાં આવતી. કેટલાક હાજતમંદોની રકમ બંધાયેલી હતી દર અઠવાડિયે અથવા મહિને બાંધી રકમ તેઓને મદદ અર્થે ચૂકવવામાં આવતી.

હજરત કુત્બેઆલમ (રહ.) અને હજરત સુલતાન મોહંમદ દરિયાનોશ (રહ.)ના ફયઝથી આપ નાનપણથી જ ફયઝયાબ થયા હતા. હજરત શાહેઆલમ (રહ.)ની ખાસ દ્રષ્ટિ પણ આપ પર હતી. ૩૦ વરસની ઉંમરમાં આપ પોતાના મોટા ભાઈ હયાત હોવા છતાંય હજરત કુત્બેઆલમ (રહ.)ની દરગાહના સજ્જાદાનશીન નિયુક્ત થયા. આ ઉપરથી આપની મહાનતા પુરવાર થાય છે. આપે ૧૮ વરસ સુધી સજ્જાદાનશીન પદે રહીને હજારો લોકોને ફયઝ પહોંચાડ્યો.



## હઝરત સૈયદ મેહમૂદ શાહ બુઢા (રહ.)

આપ (રહ.) હજરત સૈયદ જલાલ શાહ શેખ જીવો (રહ.)ના મોટા શાહજાદા હતા હજરતની વફાત પછી આપ સજ્જાદાનશીન બન્યા. આપનો જન્મ ૮૮૨ હિજરીમાં વટવામાં જ થયો હતો.

સૂફિયાએ કિરામની ઓછું બોલવું ઓછું ખાવું લોકો સાથે જરૂર પૂરતું જ મળવું અને ઓછું સૂવું એ ખાસ ચાર વાતો આપે જીવનમાં વણી લીધી હતી. નાનપણથી જ પોતાના વડીલ બુઝુર્ગોના હાથે આપની

તર્બિયત – સુધારણા થઇ હોવાના કારણે આપ તમામ વ્યર્થ ક્રમો અને બિનજરૂરી કાર્યો પાછળ આપનો સમય બગાડતા ન હતા. ઝિક્ર નવાફિલ અને બીજી ઈબાદતોમાં આપ નિયમિત રીતે અડગતા પૂર્વક પ્રવૃત્ત રહેતા સુધારણા તર્બિયતની ખાસ ચાર વાતો ઉપર આપ દ્રઢતાપૂર્વક વળગેલા રહેતા. તેમાંથી પ્રથમ વાત નવાફિલ છે. રાત દિવસ અસંખ્ય નફિલો પઢતા રહેતા જ્યારે તેમ કરવાથી થાકતા ત્યારે નફસને કલામે પાકની તિલાવતમાં પરોવી દેતા. એથી થાકતા ત્યારે ઝિક્ર ઝલી અને ઝિક્ર ખફીમાં પરોવાતા . પછી મુરાકબામાં એક ધ્યાન બની જતા. આમ બધો વખત આપે જુદી જુદી ઈબાદતો માટે ફાળવ્યો હતો જેથી એક પળ પણ વ્યર્થ ન જાય ! એક મિનિટ તો શું એક શ્વાસ પણ આપ નકામો જવા દેતા ન હતા.

આપ કેટલીકવાર ફરમાવ્યા કરતા હતા કે તરીકતના કામની બુનિયાદ પોતાના નફસની હાલતથી પૂરેપૂરી જાગૃત રહેવા ઉપર છે. સાલિક પોતાના નફસના ફંદામાં ફસાય છે તો મારિફતનો દરવાજો તેના માટે બંધ થઇ જાય છે. સુલુકની મંઝિલે તે પહોંચી શકતો નથી. એમાં તેને સફળતા મળશે નહી.

મુરીદો અને લોકોની સદા આપના દરવાજે એટલી બધી ઠઠ જામેલી રહેતી કે આપ સુધી પહોચવુ અશક્ય બની જતું હજારો માણસો આપથી ફૈઝયાબ થયા હતા.

હઝરત સૈયદ મોહંમદ શાહેઆલમ થી એવી વાત સાંભળી છે કે હઝરત શાહ બૂળાની હયાતીમાં બુઝુર્ગોના ઉર્સના સમયે હસનપુર સુધી મે લોકોની એટલી બધી ભીડભાડ જોઇ છે કે રસ્તા ઉપર ચાલવું પણ મુશ્કેલ બની જતુ.

હઝરત શાહ મેહમુદ (રહ.) ના શખ્સિયત ઘણી મહાન હતી. આપને નબી (સલ.) ની ખુશ્નુદી પ્રાપ્ત હતી. જે વિષે એક પ્રસંગ નોંધવા પાત્ર છે.

એક વેળા હઝરત અબ્દુલ્લાહ અરબ (રહ.) મસ્જીદે નબવીમાં આંખો બંધ કરી બેઠા હતા. એજ હાલતમાં આપને નબી (સલ.) ના દિદાર નસીબ થયા. નબી (સલ) આપને કહી રહ્યા હતા કે ગુજરાત જઈ શાહ શેખજીના ફરઝંદ શાહ મેહમુદને આ અમારો તોહફો આપી આવો. આપને તોહફા સાથે શાહ મેહમુદના પણ નબી (સલ.) એ દિદાર કરાવ્યા. હઝરત અબ્દુલ્લાહ અરબે આંખ ખોલી તો નબી (સલ.) નો તોહફો સામે જ મુકેલો હતો તે તોહફો નબી (સલ.) નો ખિર્કહ મુબારક હતો અબ્દુલ્લાહ અરબ તરત ગુજરાત રવાના થયા. હઝરત શાહ શેખજીની સેવામાં હાજર થઈ જણાવ્યું કે આપના બધા ફરઝંદોને અહી હાજર કરો. હઝરત શેખજીએ પોતાના ફરઝંદોને બોલાવી હાજર કર્યા. આ વેળા શાહ મેહમુદ હાજર હતા નહી હઝરત અબ્દુલ્લાહે શેખજીના ફરઝંદો તરફ જોઈ તરત જ કહ્યું કે આમા એક પુત્ર મેહમુદ જણાતા નથી થોડી વારે શાહ મેહમુદને હાજર કરવામાં આવ્યા. શાહ મેહમુદ ને જોતા જ ભેટી પડ્યા અને નબી (સલ.) ના પવિત્ર ખિર્કહ શાહ મેહમુદ ને ભેટ ધર્યો. એ પછી અબ્દુલ્લાહ અરબે મસ્જીદ નબવી ખાતે પોતાને નબી (સલ.) નો મળેલ હુકમ હઝરત શેખજીને કહી સંભળાવ્યો. ✱

શાહ મેહમુદ વટવા ખાતે શાહ શેખજીના મઝારમાં મદફુન થયા. કેટલીક તવારીખોના મત અનુસાર આપ શહીદ થયા હતા.



## હઝરત સૈયદ રાજુ (રહ.)

હઝરત સૈયદ રાજુ બિન સૈયદ હામિદ નુરૂલ્લાહ હઝરત કુત્બેઆલમ (રહ.) ના વંશમાંથી છે.

હિન્દુસ્તાનના અગ્રગણ્ય કામિલ વલીઓમાં આપ (રહ.) પણ સાહેબે કરામાત બુઝુર્ગ હતા. આપના પરદાદા બુખારાથી હિન્દુસ્તાન આવ્યા.

✱ હિદાયતુત્તાલિબીન

એક વેળા આપ દિલ્હીના સુલતાન હુમાયુને મળવાના ઈરાદાથી પોતાના વતનથી નીકળ્યાં. હુમાયુને આ વાતની જાણ થતા તે આપના સ્વાગત માટે સામે જવાની તૈયારીમાં પડ્યો. બાદશાહ હઝરતના સ્વાગત માટે જઈ રહ્યા હોવાની વાત મુલ્લા અબ્દુલ્લાહ લાહોરી સાંખી શક્યા નહી. તેઓ હઝરત પ્રત્યે કીનો–અદેખાઈ ધરાવતા હતા. તેમણે બાદશાહના કાન ભંભેર્યા કે હઝરત સૈયદ રાજુ તો બિદઅતી અને રાફઝી છે એવા શખ્સનું સ્વાગત કરવું એ દીનની તૌહીન જ નહી પરંતુ સમયનો નાશ કરી અસત્ય–જૂઠની બોલબાલા કરવા સમાન છે. છેવટે હુમાયુ એ આપના સ્વાગત માટે પોતે ન જતા પોતાના શાહઝાદાઓ અકબરખાન અને બહેરામખાનને મોકલી દીધા.

થોડા દિવસ પછી કોઈ કારણસર લાહોરના હાકિમ પીર હાજી સિતાનીએ મુલ્લાને પકડી જેલમાં પૂરી દીધા. મુલ્લાએ જેલમાંથી પોતાની મુક્તિ માટે શેખ અઝીઝુલ્લાહ અબ્બાસીને દુઆ કરવા વિનંતી કરી. શેખ અઝીઝુલ્લાહને એક ખ્વાબ આવ્યો. જેમાં તેમણે જોયુ કે નબી (સલ.) ની બાજુમાં સૈયદ રાજુ બેઠેલા છે અને પોતે (શેખ અઝીઝુલ્લાહ) નબી (સલ.) ને મુલ્લાં જેલમાંથી છુટા થાય એવી દુઆ કરવા વિનંતી કરી રહ્યાં છે નબી (સલ.) એ તેમને ફરમાવ્યું કે મુલ્લાએ અમારા ફરઝંદ રાજુને નારાજ કર્યા છે

આ ખ્વાબ શેખ અઝીઝુલ્લાહ એ મુલ્લાને લખી મોકલ્યો. મુલ્લા પોતાના કૃત્ય ઉપર ઘણા પસ્તાયા અને સૈયદ રાજુની માફી માંગી તેમને રાજી કર્યા.

આપનો મઝાર વટવા ખાતે બીબી તળાવ પાસે છે.

# સૈયદ અબૂતુરાબ શિરાઝી (રહ.)

આપના દાદાજી સૈયદ શાહ મીર હિબતુલ્લાહ શિરાઝી પોતાના દિકરા કમાલુદ્દીન સાથે સુલતાન મહમૂદ બેગડાના શાસન દરમિયાન ગુજરાત પધાર્યા. (હિજરી ૯૬૩) ચાંપાનેર ખાતે સ્થાયી થઇ તબ્લીગી કાર્ય અંજામ આપ્યું. ચાંપાનેર ખાતે આપનો મઝાર છે. સૈયદ અબૂતુરાબનો જન્મ ચાંપાનેર ખાતે થયો. ગુજરાતના સુલતાનના આગ્રહથી અહમદાબાદ આવી વસ્યા.

સૈયદ શાહમીર શિરાઝીનું ખાનદાન ગુજરાતમાં આગવું સ્થાન ધરાવે છે. તેઓના ખાનદાનમાં આલિમો–વિદ્વાનો પેદા થયા અને તેઓએ મુસલમાનોની નોંધપાત્ર સેવાઓ બજાવી. મીર અબુતુરાબે પણ અસાગ્ય વિદ્વાના અને ઉચ્ચ મહત્વકાંક્ષાઓના કારણે હિન્દભરમાં આગવું સ્થાન મેળવ્યું હતુ । અકબરે ગુજરાત ઉપર ચઢાઇ કરી ગુજરાત જીત્યું ત્યારે આપની પાત્રતા તથા આંટ ઇજ્જત લક્ષમાં લઇ પોતાના ખાસ માણસોમાં આપને શામેલ કર્યા. દિલ્હી ખાતે અકબર બાદશાહના દરબારમાં આપનું મોભા ભર્યું સ્થાન હતું ૯૮૯ હિજરીમાં અકબરે હઝરત મીર અબૂતુરાબને ૯ લાખ રૂા. આપીને અમીરે હુજ્જાજ બનાવી હજ અર્થે મોકલ્યા. હિજરી ૯૯૧ માં હજથી પરવારી ફરીથી હિન્દ પધાર્યા. દિલ્હી અકબર બાદશાહની મુલાકાત લઇ અહમદાબાદ તશરીફ લાવ્યા. કહેવાય છે કે નવા ઉભા કરેલા "દીને ઇલાહી" મજહબના કારણે આપને અકબર બાદશાહ સાથે મતભેદ ઉભા થયા. આથી હુકુમતની કામગીરીમાંથી નિવૃતિ મેળવી ફક્ત યાદે ઇલાહીમાં જ બાકીનું જીવન ગાળવા અપની ઇચ્છા હતી. પરંતુ કેટલાક દબાણોથી આપ છેવટ સુધી મખ્લુકની સેવાનું કાર્ય ત્યજી શક્યા નહી.

તવારીખી હકીકતો અનુસાર આપ હજમાં ગયા હતા. ત્યાંથી આપ હઝરત (સલ) ના નકશે કદમ મુબારક પોતાની સાથે લાવ્યા હતા

આ કદમ શરીફના અકબર બાદશાહે અને દિલ્હીના હજારો લોકો એ દિદાર કર્યા હતા. ત્યાંથી મીર અબુતુરાબ અહમદાબાદ લાવ્યાં અહીં પણ હજારો લોકોએ તેના દિદાર કર્યા. શેખ ફયઝ મોહમ્મદે દસમી સદી હિજરીમાં 'રિસાલએ કદમિયા' નામની કિતાબ લખી હતી. તેમાં આ કદમે રસુલે (સલ.)ના તમામ હેવાલ અને તેની બરકતો વિષે લખ્યું છે અત્યારે આ કિતાબ અપ્રાપ્ય છે. આ કદમ મુબારક સુરક્ષિત રહી શકે. એ માટે મીર અબુતુરાબે ઘુંમટવાળી ભવ્ય વિશાળ ઇમારત ખડી કરાવી હતી આ ઇમારત ઉભી કરવા પાછળ લગભગ છ વર્ષ લાગ્યા હતા * આ નિશાન મુબારક જમણા પગનુ હતું અને એક કાળા પથ્થર ઉપર તે અંકિત હતું, તેના રેઝા સખત અને સફેદ હતા. ગુજરાતી સલ્તનતમાં અંધાધુંધી વ્યાપી ત્યાં સુધી આ કદમ મુબારક ગુંબદવાળી ઇમારતમાં જ હતુ.મરાઠાઓના ગુજરાત ઉપરના હુમ્લા વેળા આ કદમ મુબારક ઉઠાવી જવાના ડરે મીર અબુતુરાબના વારસદારોએ ત્યાંથી હઠાવી લીધા આ જ સ્થળે મીર અબુતુરાબ (રહ.) નો મઝાર છે. આપ (રહ.) ની વફાત ૧૦૦૩ હિજરીમાં થઇ હતી આપ કેટલાક પુસ્તકોના કર્તા છે. જેમાં " તારીખે ગુજરાત" પ્રખ્યાત છે. એશ્યાટીક સોસાયટી બંગાળે તે છપાવી પ્રસિધ્ધ કરી હતી. +

મીર અબુતુરાબ કવિ પણ હતા. આપના ઇતિહાસમાં ગુજરાતના સુલ્તાન બહાદુર શાહના વખતથી લઇ સુલ્તાન ત્રીજા મુજફ્ફર શાહ સુધીનો (હિ.સ. ૯૯૮) ની તવારીખ લખવામાં આવી છે. શાહ અબુતુરાબ કવિ પણ હતા. અને તેમને સુલ્તાનના દરબારમાં ખાસ જગા આપવામાં આવતી હતી. ×



* મિરાતે અહમદી + યાદે અય્યામ × મિરાતે સિકંદરી

# સૈયદ અહમદ જાફર શિરાઝી (રહ.)

આપ મૂળ શિરાઝના વતની હતા. એથી શિરાઝી કહેવાય છે. દાદાજી સૈયદ મહમુદે શિરાઝથી સિન્ધ આવી કાયમી વસવાટ કર્યો. પિતાજી સૈયદ જાફર (રહ.) સિન્ધથી ગુજરાત પધાર્યા. હઝરત સૈયદ એહમદનો જન્મ પાટણ ખાતે હિ.સ. ૮૭૨ માં જન્મ થયો થોડા સમય પછી પિતાજીએ સૈયદ અહમદને પોતાના જાનશીન બનાવી સિન્ધ પાછા ચાલ્યા ગયા પિતાજીની વફાત ૯૯૮ હિજરીમાં થઇ આપનો મઝાર સિંધ ઠઠ્ઠામાં મકલ્લી પર્વતની ટેકરી ઉપર છે. આ વખતે સૈયદ અહમદનું આયુષ્ય બાર જ વર્ષનું હતું.

સૈયદ અહમદનું ઇલ્મમાં પારંગત હોવા ઉપરાંત " ઇલ્મે તજવીદ" માં પણ નિપૂણ હતા. આપે ઘણા ઉચ્ચ કોટીના બુઝુર્ગો પાસેથી તસવ્વુફનું જ્ઞાન સંપાદન કર્યું હતું. ઘણા બુઝુર્ગો અને અવલિયાઓ પાસેથી રુહાની ફૈઝ મેળવ્યો હતો. સખત રિયાઝત-તપસ્યાં કરી ઉંચો દરજ્જો પામ્યા હતા. તહજ્જુદની બે જ રકાતમાં કુરઆને પાકના પંદર પારા પઢતા વધુ સવાબ મળશે એવી નિય્યતે પગપાળા હજ પણ અદા કરી હતી. રસ્તામાં અનેક વિટંબણાઓ ઉઠાવી, ટાઢ તડકો અને વરસાદથી કષ્ટો પણ સહન કર્યા. રસ્તામાં ખોરાક ન મળતો તો ઝાડના પાંદડા ખાઇને ભુખ મટાડતા.

સદા આપ ઉમદા કીમતી વસ્ત્રો પહેરવાનું પસંદ કરતા સત્તાધિકારીઓએ આપના ખર્ચ માટે વઝીફો બાંધવાના અનેકવાર પ્રયત્નો કર્યા પરંતુ આપે તેનો સદા અસ્વીકાર જ કર્યો.

બાદશાહ હુમાયુએ ગુજરાત ઉપર આક્રમણ કર્યું ત્યારે હઝરતે

માણસો અહમદાબાદમાંથી હિજરત કરી ગયા. શહેરમાં ચારેબાજુ અંધાધુંધી વ્યાપી હતી. શહેર જાણે વેરાન બની ગયુ હતું આપ પોતાના સાથીઓ અને અનેક અકીદતમંદો સાથે અહમદાબાદમાં જ અડગ રહયા આ કપરા દિવસોમાં આપ દરોજ દરેકશખ્સને બે શેર અનાજ આપતા હતા. જીવનના મોટા ભાગના વરસો સુધી એટલે કે લગભગ ૪૦ વર્ષ સુધી આપ એકાંતમાં રહ્યા. ફક્ત જુમા અને ઈદની નમાઝ વખતે જ બહાર નીકળતા. પોતાના હુજરા સામે જ પાંચ વખતની નમાઝ જમાઅત સાથે અદા કરતા ઘણા વખત આપ ઉપર રિક્કત અને બેહોશી છવાઈ જતી.

એક દુઃખદ બનાવં એવો બન્યો કે આપના દિલને ભારે ઠેસ લાગી. બાર વર્ષ સુધી હુજરામાંથી બહાર જ નીકળ્યા નહી. ચિત્તોડ ના રાજા રાણા સાંગએ અહમદનગર ઉપર હુમ્લો કરી કેટલાક સૈયદ કટુંબની છોકરીઓ અને ઓરતો નું અપહરણ કર્યું. તેઓને ચિત્તોડ તરફ લઈ નાચ–ગાન શીખવ્યું.

આ બનાવ સાંભળી આપ ઘણા ગમગીન થયા. શપથ લીધા કે ગુજરાતના સુલ્તાન ચિત્તોડ ઉપર હુમ્લો કરી રાણાના આ દુષ્કૃત્યનો બદલો લેશે નહી ત્યા સુધી હુજરામાંથી બહાર નીકળશે નહી. આખરે સુલ્તાન બહાદુર શાહે ચિત્તોડ ઉપર આક્રમણ કરી તે જીતી લીધુ ત્યારે હુજરામાંથી બહાર નીકળયા. ! *

આ બીના હિજરી ૯૩૮ ( ઈ.સ. ૧૫૩૧)ના રમજાન માંસમા બની આપ (રહ.) ની કરામતો અસંખ્ય છે. એક વેળા સેવકોની અરજના પ્રતાપે મહમુદ બેગડાને કમોસમમાં કેરીઓ ગેબી રીતે લાવી આપી હાજર એવા

* એમ કહેવાય છે. કે આ આ હુમલા વેળા ઘણી રજપુત સ્ત્રીઓ જુહારના અગ્નિમાં બળી ગઇ તેમાની મુખ્ય સ્ત્રી દુર્ગાએ કેદ થયેલી મુસ્લીમ સ્ત્રીઓનેય આગમાં પ્રવેશવાની ફરજ પાડી તેઓ પણ આગમાં ભસ્મીભૂત થઇ ગઇ. તેમાની એક જ ઓરત અગ્નિમાં બળી નહી !

દરેક જણને બે બે કેરીઓ આપવામાં આવી.

આપની વફાત ૧૬મી સફર ૯૪૪ હિજરીમાં થઇ આસ્ટોડીયા ખાતેની શિરાઝીની મસ્જીદમાં આપ (રહ.)નો મઝાર મુબારક છે.

સૈયદ અહમદ જાફર આં કે ફૂલ્યા આફુલ્યા નબી.

ખુશ અજબ બાશદ કે સાલ વસલઓ ફખરે નબી (૯૪૨ હિજરી)

આપને બે સાહબજાદા નામે સૈયદ મીરાં જલાલ અને બીજા રાજ મોહમંદ હતા. સૈયદ મીરાં જલાલની ઓલાદમાં ભરૂચના શહેર કાઝી મર્હુમ નુરૂદ્દીન હતા આપના વંશજો અહમદાબાદ, સુરત, ભરૂચમાં વસે છે.



# હઝરત ખ્વાજા કમાલુદ્દીન હનફી ચિશ્તી (રહ.)

આપ હઝરત શાહ આલમ (રહ.)ના ઉસ્તાદ છે. આપ હઝરત ખવાજા સૈયદ મહંમદ ગેસુદરાજ ( હિજરી ૮૨૫)ના ખલીફા હતા. પાટણથી અહમદાબાદ પધાર્યા. ખાડીયા ખાતે રહી દીની તાલીમ આપવાનું શરૂ કર્યું આ સમયમાં ખાડીયામાં મુસ્લિમ વસ્તી વધુ પ્રમાણમાં હતી. આપ પાસેથી હઝરતશાહઆલમ (રહ.) એ તફસીરિ મદારીક, મશારિકુલ્અનવાર અને હિદાયાના સબક પઢ્યા. □

રેહાનતુલ્અબરાર ના કર્તાઓએ આપ " શિરાઝ"ના સૈયદ હોવાનુ લખ્યું છે. આપનો સિલ્સિલએ નસબ હઝરત ઇમામ જાફર સાદિક (રહ.) સુધી પહોંચે છે.

૧૬મી રજબ ૮૫૧ હિજરીમાં આપની વફાત થઇ. ખાડીયા ખાતે

□ રેહાનતુલ્અબરાર

એક બંધ મકાનમાં આપ (રહ.) મજાર મુબારક છે. પાસે જ એક મસ્જીદ છે જે આપે બંધાવી હોવાનું કહેવાય છે. આ મસ્જીદ અત્યારે ભગ્ન હાલતમાં છે. કિબ્લારુખ ફક્ત દિવાલ ઉભી છે.

## મો. જમાલુદ્દીન મહંમદ અલી (રહ.)

હઝરત મૌલાના જમાલુદ્દીન મહંમદ અલી રવલહાીબરી (રહ.) ગુજરાતના આરબ વંશના પ્રખ્યાત મશાયખ હતા. આપ અરબી કબીલા "બની ઝહલ" માંથી હતા. ઇલ્મ– વિદ્યા અને સુલુક તથા મઅરિફતમાં પોતાના સમયમાં અગ્રણ્ય હતા. પોતાના સમયમાં હિન્દ ભરમાં આપે નામના મેળવી હતી. અહમદાબાદ ખાતે ૧૭મી રબીઉલ્આખર ૧૦૦૦ હિજરીમાં આપની વફાત થઇ મઝાર મુબારકની ભાળ મળતી નથી.

## મો. મહંમદ ફરીદ (રહ.)

આપ અલ્લામાં મહંમદ શરીફના સાહબઝાદા હતા. ઇલ્મ પોતાના વાલિદ સાહેબ પાસેથી જ મેળવ્યો. જીવન પર્યંત દીની તાલીમ અને લેખન પ્રવૃત્તિના કામમાં પરોવાયેલા રહ્યા. આપની સેવા ગણના પાત્ર છે. • મુત્વ્વલ·પર ખતાઇના પ્રખ્યાત હાશ્યા ઉપર આપે હાસ્યો લખ્યો હતો જેનો કલમી નુસ્ખે નુદાબક્ષ લાયબ્રેરી પટનામાં છે.



# મૌ. અબ્દુલમલિક અબ્બાસી (રહ.)

ગુજરાતના નામાંકિત 'ઉલ્માએ હદીસ' માં આપની ગણના થાય છે. જે મુહદ્દીસીને કિરામે પોતાનું આખુ જીવન હદીસ શિક્ષણમાં ખર્ચી નાખ્યું તેમની હરોળમાં આપનું પણ નામ આવે છે. આપે પોતાના ભાઇ મૌલાના કુત્બુદ્દીન મુહદ્દિસ પાસેથી હદીસની તાલીમ મેળવી હતી. મૌલાના અબ્દુલ્મલિક (રહ.) ને હદીસની પ્રખ્યાત કિતાબ 'બુખારી શરીફ' શબ્દેશબ્દ મોઢે યાદ હતી. એક નોંધ મુજબ આપ હાફિઝે કુર્આન હોવા ઉપરાંત સહીહ બુખારીના પણ હાફિઝ હતા. શબ્દેશબ્દના અર્થ સાથે આપ મોઢે જ દર્સ આપતા હતા. આપની આ કાબેલિયત જોઇ મહાન આલિમોય દંગ રહી જતા આવા અણમોલ મોતીનો જીવન ઇતિહાસ સચવાયો નથી એ સૌએ માટે અફસોસ જનક છે. ૯૭૦ માં હિજરીમાં વફાત પામ્યા. *

# મૌ. શેખ મેહમુદ અલહિન્દી (રહ.)

અહમદાબાદ ખાતેના પ્રખયાત આલિમ હતા. ફન્ને કિરાઅતના જયયદ ઇમામ હતા. હન્ફી મસ્લક ધરાવતા હતા.

આપથી અસંખ્ય આલિમોએ ઇલ્મ અને કારીઓએ કિરાઅતનો દર્સ લીધો હતો. ૯૯૧ હિજરીમાં અહમદાબાદ ખાતે વફાત પામ્યા. ●



* ચાંદ અય્યામ પૃ ૬૨-૬૩ ● અલ્જુઅ અલઅસ્બ જી. ૧. પૃ. ૧૪૮ - અલ્લામા સખાવી

# મૌલાના યુસુફ (રહ.)

હઝરત ઉસ્માન શમ્સે બુર્હાની (રહ.)ના આપ પૌત્ર હતા. પિતાજીનું નામ મૌલાના અહમદ હતું હઝરત ઉસ્માન શમ્સે બુર્હાની (રહ.) સ્થાપિત મદ્રસો આપે વિકસાવ્યો હતો, સરકાર તરફથી હ. ઉસ્માન (રહ.)ના ખાનદાન માટે વજીફો મુકર્રર કરવામાં આવ્યો હતો આ ઉપરાંત મૌલાના યુસુફ માટે ખાસ અલાયદો વઝીફો પણ નિયત કરવામાં આવ્યો હતો.

પોતાના સમયમાં મૌ. યુસુફનો ઈલ્મી દરજ્જો અતિ ઉંચો હતો. અરબી અને ફારસી ભાષાના જાહેર તેમ જ મહાન લેખક અને સાહિત્યકાર હતા. સુલ્તાન મહમુદ બેગડાએ આપની વિદ્વતા અને કાબેલિયત જોઈ તારીખે ઈબ્ને ખલ્કાનનો ફારસીમાં તરજુમો કરવાની ફરમાઈશ કરી. આપે આ તરજુમો હિ.સ. ૮૮૯ ( ઈ.સ. ૧૪૮૪)માં ખતમ કર્યો અને સુલ્તાન મહમુદ તે જ સાલ ચાંપાનેર ઉપર વિજય મેળવ્યો. આ બનાવ વિષે મૌલાના યુસુફે સદરહુ તરજુમાંવાળા ગ્રંથના દીબાચામાં ઉલ્લેખ કર્યો છે. મૌલાનાએ આ કિતાબનું નામ "મનઝરુલ અયાને ફી તરજુમાતે ઈબ્ને ખલકાન" રાખ્યુ છે. ઝફરુલ.વાલેહ ના કર્તાએ તેનું નામ " મન્ઝરુલ ઈન્સાન" લખ્યુ છે.



# હઝરત શાહ હમ્માદ (રહ.)

હઝરત શાહઆલમ (રહ.) ના ખલીફા કાઝી મહંમદ ના આપ સાહબાદા હતા, આપને " કાઝી ઉલ્આલમ " નો ખિતાબ પ્રાપ્ય હતો, બીજા બે ભાઈઓ ૧. કાઝી હમીદ અને ૨. કાઝી હામિદ હતા, કાઝી હમીદ લોકોમાં કાઝી " જાયલન્દા" થી પ્રખ્યાત હતા. પ્રખ્યાત બુઝુર્ગ હઝરત કાઝી મહમૂદ દરિયાઈ (રહ.) આપ હઝરત કાઝી હામીદ ઉર્ફે જાયલન્દા ના જ સાહબઝાદા છે.

આ ત્રણે ભાઈઓ ૧. શાહ હમ્માદ ૨. કાઝી હમીદ,૩. કાઝી હામિદ હઝરત શાહેઆલમ (રહ.) ના મુરીદ તેમ જ ખલીફા હતા.

લગભગ બાર વર્ષની ઉમર સુધી આપે પ્રાથમિક તેમ જ ઉચ્ચ દીની તાલીમ પ્રાપ્ત કરી, એ પછી બાર વરસ સુધી ગુજરાતના લશ્કરમાં સિપાહી તરીકે જોડાઈ 'જિહાદ'ની અગત્યની ખિદમત અંજામ આપી આપ સદા પાક રોઝી જ મેળવવતા, કદિએ હરામ અને શક વાળો ખોરાક જમ્યા નથી. જો કોઈકવાર કોઈકના ત્યાં આ રીતનું જમણ જમવામાં આવી જતું તો તરત જ ઉલ્ટી થઈ જતી, આપનું પેટ હરામ એટલે કે નાજાઈઝ રીતે મેળવેલ ખોરાક સંઘરતું ન હતું પ્રથમ તો આવા ખોરાક તરફ આપનો હાથ જ લાંબો થતો ન હતો. આ વેળા આપનો હાથ ભારે થઈ જતો ! આપની આ પરહેઝગારી –તકવાની અસર ઘોડામાં પણ આવી હતી. આપનો ઘોડો પણ પરાયા ઘાસ–ચારામાં મોઢું મારતો ન હતો. ૧૦, ૧૨ વરસ સુધી લશ્કરમાં કાર્યવાહી બજાવી આપે નિવૃતિ લીધી

આ પછી આપે પોતાનું જીવન યાદે ઈલાહીમાં વિતાવ્યું દુનિયા ત્યજી ઝિક્રમાં પરોવાયા, રાત્રે ઘણું જ ઓછુ સૂતા જલાલ અને રોબ દાબ એટલો બધો હતો કે ગમે તે શખ્શ આપથી વાતચીત કરતાં ડરતો. આપની તબિયત વિરુદ્ધ ની વાત કરવાની કોઈની હિમ્મત પડતી ન હતી. જો તેમ

કરવાની કોઇ હિમ્મત કરતું તો તરજ તે બેહોશ થઇ ઢળી પડતું

મોટાભાગે આપ પડદા પાછળ જ રહેતા. કોઇને પોતાની હાજત વર્ણવવી હોય તો પ્રથમ ખાદિમ આગળ તેની રજુઆત કરવી પડતી, ખાદિમ પડદા પાસેથી આ હાજત હઝરત સામે વર્ણવતા આપ તેના જવાબમાં પડદા પાછળથી જ જવાબ આપી દેતા "આપીશ" અથવા નહી આપીશ" આપ હઝરતની આવી વર્તણુંકથી લોકોમાં અને ખાસ કરીને ઉલ્માએ કિરામમાં ઘણી ચર્ચા થવા માંડી આ માટે વિચારણા અર્થે શહેરના મુફ્તીઓ અને આલિમો એ ભેગા થઇ ફત્વો બહાર પાડ્યો.

સદરહુ ફત્વો સુલ્તાન સામે પેશ કરવામાં આવ્યો. સુલ્તાને પોતાનું મંતવ્ય વ્યક્ત કરતા કહ્યુ કે હઝરત જુનેદ બગદાદી (રહ.) એ હુસેન મન્સુરને કતલ કરવાના ફતવા ઉપર સહી કરી હતી એ જ રીતે જો શાહ હમ્માદને કતલ કરવાના ફત્વા ઉપર તેમના ભાઇ એટલે કે શહેરના નામાંકિત મુફતી કાઝી જાયલન્દા સહી કરી આપશે તો હું તેમને કતલ કરવાનો હુકમ બહાર પાડીશ. પરિણામે આ પ્રશ્ન કાઝી જાયલન્દા સામે પેશ કરવામાં આવ્યો તેમણે કહ્યું કે પ્રથમ હું શાહ હમ્માદ પાસે જઇ સમજાવી જોઉ છુ જો તે આ શબ્દો ન ઉચ્ચારવાનું માને તો ઠીક છે. નહી તો હું પણ આ ફત્વા ઉપર સહી કરી આપીશ.

કાઝી જાયલન્દા હજરત શાહ હમ્માદ પાસે ગયા અને આ બાબત તેમને સમજાવી. શાહ હમ્માદે જવાબ આપ્યો કે બિરાદર ! આપ તો એ વાત સારી પેઠ જાણો છો કે આ શબ્દો હું મારા પોતાના તરફથી નથી બોલતો પરંતુ કહેનાર તો કોઇ બીજું જ છે ( એટલે કે અલ્લાહ) વળી આ વિરોધ વંટોળ ઉભો કરવા પાછળ મિયાંજીનો હાથ છે. હું આ ફિત્નો ઉભો કરનારની જડ જ મિટાવી દઇશ. ( આ મિયાંજી શાહ હમ્માદ અને કાઝી જાયલન્દા ના ઉસ્તાદ હતા) કાઝી જાયલન્દા એ કહ્યુ કે જુઓ એવું ન કરતા. ઉસ્તાદનો હક મારવો ઠીક નથી શાહ હમ્માદ બોલ્યા કે

મન્જુલુલ્મુઝી ક્બલુલ્ઈઝા ( એટલે કે ઈજા કરનાર ઈજા પહોંચાડે તે પહેલા જ તેનો નાશ કરી દે.)

છેવટે નિરાશ થઈ કાઝી જાયલન્દા સાહેબ પાછા ફર્યા. બીજી બાજું મિયાંજીના પેટમાં પિડા–ઉપડી. આ પિડાથી તેઓ તરફડવા લાગ્યા. કાઝી જાયલન્દા સમજી ગયા અને ફરીથી શાહ હમ્માદ પાસે જઈ મિયાંજીને માફ કરવા વિનંતી કરી શાહ હમ્માદે કહ્યું કે મિયાંજી સાહેબ આ ફત્વા ઉપરથી પોતાનું મંતવ્ય ફેરવી નાંખે તો જ સાજા થશે. કાઝી જાયલન્દા મિયાંજી પાસે ગયા અને તેમને દર્દ ઉપડવા પાછળનું કારણ તેમ જ તે દુર થાય એવો ઈલાજ સમજાવ્યો. મિયાંજીએ જવાબમાં જણાવ્યું કે હું સારી પેઠે સમજી શકુ છું કે શાહ હમ્માદ પાસે જવાથી તંદુરસ્તી મેળવી શકાય તેમ છે પરંતુ મારી ઉમર ૯૨ વર્ષની થઈ છે. સદા હું શરીઅતના હુકમનું પાબંદજ રહ્યો છું. હવે થોડાક દિવસ માટે શરીઅતના હુકમ વિરુધ્ધ શા માટે વર્તું ? શરીઅતના હુકમના પાલન અને રક્ષા માટે હું મારો જીવ પણ કુરબાન કરીશ.

છેવટે મિયાંજી આજ હાલતમાં વફાત પામ્યા. ત્રીજા દિવસે ફાતિહા ખ્વાની માટે લોકો એકત્ર થયા. શાહ હમ્માદ અને કાઝી જાયલન્દા પણ પધાર્યા હતા. લોકોએ મિયાંજીની કબર ઉપર ફુલ ઉપર ચઢાવ્યા. શાહ હમ્માદ ફુલ ચઢાવવા લાગ્યા તો તે ફુલ કબર ઉપરથી બાજુમાં સરી પડ્યા. બીજી વખત મૂક્યા ત્યારે પણ આમ જ બન્યું શાહ હમ્માદ બોલ્યા કે શું કરુ ! ઉસ્તાદના હકનો વિચાર આવે છે નહી તો દુનિયાની લિજ્જતથી મિયાંજીને મેહરુમ બનાવી દીધા એજ રીતે ઉકબા–આખિરતના આરામમાંથી વંચિત બનાવી દેત આમ કહી ત્રીજી વખત ફુલ મૂક્યા જે કબર રહેવા પામ્યા. *

આ બનાવ કેટલાક ઈતિહાસ કારો દંતકથા હોવાનું લખે છે......

* મિરૂતે અહમદી

ઓલિયા અલ્લાહની કથિત કરામાત વર્ણવવામાં આપણા ઇતિહાસકારો એ અતિશયોક્તિ કરી છે. આ બનાવ પણ કદાચ તેનો એક નમૂનો છે."* વલ્લાહુ આલમ.

આપ હઝરતની વફાત નું વર્ષ જાણવા મળતું નથી, બીજી શવ્વાલે વફાત પામ્યા. આપ હઝરત ની કબર મુબારક સારંગપુર બહાર સરસપુર માં છે.



## કાઝી ઇસ્માલ ઇસ્ફહાની (રહ.)

નામ સૈયદ ઇસ્માઇલ અને પિતાજીનું નામ સૈયદ બુર્હાનુદ્દીન હતું. મૂળ ઇસ્ફહાનના વતની હતા. તકવા અને ઝોહદ–તપસ્યામાં જીવન વ્યતિત કરી રહ્યા હતા એવા કાળમાં હઝરત શાહેઆલમ (રહ.) નંદરબાર અને સુલતાનપુર તરફ સિધાવ્યા. ત્યારે હઝરત ઇસ્માઇલ સાહેબ પણ દીદાર અર્થે ગયા, હઝરત શાહઆલમ (રહ.)ની બુઝુર્ગી અને વ્યક્તિત્વથી પ્રભાવિત થઇ મુરીદ બન્યા.

એક વેળા હઝરત શાહઆલમ (રહ.) ની મજલિસમાં પ્રસ્તુત હતાં, મજલિસમાં જન્નતમાંના શરાબે તહૂરનું વર્ણન હઝરત શાહેઆલમ (રહ.) કરી રહ્યા હતા, હઝરત ઇસ્માઇલે અદબ સહિત પૂછ્યું કે હઝરત શું આ શરાબ પદાર્થ રૂપે જ અસ્તિત્વ ધરાવે છે અને શું તે પી પણ શકાય છે ? અથવા શરાબે તહુર નો અર્થ મુહબ્બત અને મઅરિફતે ઇલાહી એવો થાય છે ? હઝરત શાહઆલમ (રહ.) એ સ્મિત સાથે ફરમાવ્યું કે હા તે ખરેખર અસ્તિત્વ ધરાવે છે અને પી પણ શકાય છે.

*. તઝકિરએ ઉલમાએ ગુજરાત.

ઈસ્માઈલ સાહેબે ફરીથી અરજ કરી કે તે પછી હઝરત તે દુનિયામાં તે પીવું શક્ય હોય તો આ નાચીઝ સેવક પણ તેનો એક જ ઘુંટ પીવાની ઈચ્છા ધરાવે છે આશા છે કે આ માટે મારા ઉપર આપની કૃપા થશે! હઝરત શાહ આલમ (રહ.) એ જવાબ આપ્યો કે સારૂં, આ માટે તમારે ધીરજ ધરવી પડશે. થોડાક દિવસ નિયમિત રીતે મારી સાથે રાત્રિના જાગરણમાં અને તહજ્જુજદની નમાઝમાં હાઝર રહો. કાઝી ઈસ્માઈલ સાહેબે આ મુજબ હઝરત શાહ આલમ (રહ.)ની રાત્રિની ઈબાદત વેળા હાજર રહી ઈબાદત કરવા લાગ્યા, પરિણામે એક રાત્રે એક શુભ ઘડીએ આપના ગળામાં હઝરત શાહઆલમ (રહ.) એ જન્નત ના આ પવિત્ર દારૂનું એક ટીપું રેડી દીધું !

હઝરત કાઝી ઈસ્માઈલ (રહ.) વર્ણવે છે કે આ રૂહ અફઝા શરાબ પિતાજ જન્નત અને દોઝખ ના હાલાત મારા ઊપર જાહેર થઈ ગયા. આ શરાબ ની લિઝઝત આપ હઝરતમાં વફાત પર્યંત રહી.

હઝરત કાઝી ઈસ્માઈલ (રહ.) ચિશ્તીયા સિલસિલામાં પણ દાખલ થયા હતા. અમામા-પાઘડીમાં શિમ્લા રાખવાનું છોડી દીધું. આ જોઈ હઝરત શાહઆલમ (રહ.) એ આપને ફરમાવ્યું કે તમોએ આ ઠીક ન કર્યું એ તો સારી વાત છે ? આ દિવસ થી ફરીથી આપે શિમ્લા રાખવાનું શરૂ કર્યું. કેટલાક લોકોએ એવો અર્થ તારવ્યો કે કદાચ આમાં કંઈ ભેદ છે. આ બનાવ ના એક અઠવાડિયા પછી સુલ્તાન તરફ થી આપને કાઝી પદ સ્વીકારવાની વિનંતી કરવામાં આવી હઝરતે આ હોદ્દો સ્વીકારવાની અનિચ્છા દર્શાવતાં કહ્યું કે દિવાનગી ની મજા એક વખત માણી ચૂક્યા પછી હું આકિલ- બુદ્ધિ શાળી બની જાઉં એ મારા માટે શરમ જનક છે.

**હઝરતે દીવાનગારાં દીદા અમ**
**બાદ શરમમ બાઝ અગર આકિલ શવમ**

છેવટે આ હોદ્દો ગ્રહણ કરી લેવાનો હઝરત શાહેઆલમ (રહ.) એ

હુકમ કર્યો. હજરતે આ હોદ્દો સ્વીકારતાં શાહેઆલમ ને અરજ કરી કે હજરત ! અત્યારે મારી જેવી હાલત છે એવીજ હાલત હું આ હોદ્દા ઉપરથી નિવૃતિ લીધા પછી ફરીથી થશે એવી આપથી દુઆ કરવા અરજ છે. હજરતે ફરમાવ્યું કે પરવરદિગારના દરબારમાં તે માટે હું દુઆ કરું છું. આમ કહી હજરતે દુઆ માટે હાથ ઉઠાવ્યા. એ પછી થોડીવાર મુરાકબો કર્યા પછી ફરમાવ્યું કે તમારા માટેની અમારી દુઆ બારગાહે ખુદાવંદીમાં સ્વીકારાઇ છે. આ પછી હજરત ઇસ્માઇલે કાઝી પદ સ્વીકાર્યું.

આપના પિતાજી પણ ભરૂચના કાઝી હતા.

હજરત શાહેઆલમ (રહ.) ના જનાઝાની નમાઝ આપ હજરત ઇસ્માઇલ ઇસ્હાની (રહ.) એ પઢાવી હતી. આપની કબર આસ્ટોડિયા થી માણેકચોક તરફ જતા શ્રી રમણલાલ જાની માર્ગે રસ્તામાં બંધિ પોળ ના નાકે રસ્તા ઉપરના ચબુતરા પાછળ છે. હિજરી ૯૦૦ માં ૨૦ મી રબીઉલ અવ્વલે વફાત પામ્યા.



## ખ્વાજા અહમદ બિન ડોસન (રહ.)

આપ હજરત શાહેઆલમ (રહ.) ના માનીતા અને મુખ્ય ખલીફાઓમાંથી હતા. પ્રખર અભ્યાસી હતા. આપ ઘણા મુતવક્કિલ હતા. શિર્કના પડછાયાથીય દૂર ભાગતા. એક વેળા હજરત શાહેઆલમ (રહ.) એ આપ સંબંધી ફરમાવ્યું કે "ખ્વાજા અહમદ પોતાની હાજત-જરૂરિયાત વેળા ફક્ત અલ્લાહની ઝાત સિવાય અન્ય કોઇને જીવતા કે કામના સમજતા નથી, આજ મર્દો (મોમીનો) ની રીત છે. જે માણસ આ માર્ગને અનુસરે છે તે જ સફળ નીવડે છે. જે કોઇ અલ્લાહ સિવાય અન્ય કોઇને હાજતો પૂરી કરનાર સમજી તેના તરફ વળે છે તે છેવટે

નિષ્ફળતા મેળવે છે કારણ કે આ કાર્ય નામર્દો અને બુઝદીલોનું છે, આ પછી હઝરત શાહેઆલમે બે અરબી અશઆર પઢ્યા જેનો અર્થ આ મુજબ હતો. ‘મુહતાજીની તલ્વાર ખાવી એ સરળ વાત નથી. સાચો-પાકો ઇરાદો જોઇએ. જેથી ફક્ત એક અલ્લાહની ઝાત સામે સફળ નિવડી શકાય.........
ઇશ્કના રસ્તા ઉપર ચલનાર બહાદુર અને મર્દ હોવો જોઇએ”.*

હઝરત શાહેઆલમ (રહ.) એ આપને ખિલાફતથી નવાજતી વેળા ઇજાઝત નામાંમા પોતાના મુબારક હાથો વડે આપ માટે “મિસ્કીનિલ્લાહ” શબ્દ વાપર્યો હતો. ૦ આપ (રહ.)ને “શૈખુલ્ઇસ્લામ નો ખિતાબ પ્રાપ્ત હતો. આપનો મઝાર શાહપુર દરવાજા બહાર છે, ૧૩મી શવ્વાલે ૮૯૯ હિજરીમાં વફાત પામ્યા.

✪ ✪ ✪

## મિયાં કુત્બુદ્દીન ઉર્ફે કુતુબપીર (રહ.)

આપ (રહ) નો જન્મ ૮૫૮ હિજરીમાં થયો. વંશ નામુ આ મુજબ છે. મિયાં કુત્બુદ્દીન બિન મહમૂદ બિન બાબુ બિન શેખ સદરૂદ્દિન બિન શેખ ઇલ્યાસ બિન શેખ જલાલ ઉર્ફે હાજી જલાલ નૂર, આ રીતે આપનો વંશીય સિલસિલો હઝરત ઇબ્રાહીમ અદહમ (રહ.) સુધી પહોંચે છે. આપ હઝરત શેખ બાબુ (રહ.) ના પણ મુરીદ હતા.★

* મિરાતે અહમદી, તઝકિરએ ઉલ્માએ ગુજરાત કલ્મી
○ સેઝાતે શાહી છાપ ૧૯
★. શાહ બાબુ શેખ ઉમર સાહેબ (રહ.) ખંભાત ખાતે ૨૫ ઝિલ્હજ ૮૭૦ હિજરીમાં વફાત પામ્યા, ત્યાં જ મઝાર મુબારક છે.

પાછળથી હઝરત શાહેઆલમ (રહ.) ની ખિદમતમાં પરોવાયા ત્યાંથી ફયજ મેળવી ખિલાફત પણ પામ્યા. ખિલાફત અર્પણ કરતી વેળા હઝરત શાહેઆલમ (રહ.) એ પોતાની પાઘડી માથા પરથી ઉતારી આપના શિરે બાંધતા તેના છેડા ઉપર લખ્યું કે "ખિર્કએ ખિલાફત અને ફઝાઅને હિદાયત અમોએ અમારા હાથો વડે મિયાં મખ્દુમને અર્પણ કર્યા."

શેખ કુત્બુદ્દીન પોતાના જીવનમાંનો એક રૂહાની પ્રસંગ વર્ણવતા કહે છે કે હું સૌ પ્રથમ વખત હઝરત શાહેઆલમ (રહ.) ની ખિદમતમાં પહોંચ્યો ત્યારે હઝરત મારાથી પરિચિત ન હતા. મને જોતા જ ફરમાવ્યું કે મિયાં કુત્બુદ્દીન ! જો મહકમએ શરીઅતનો કોઇ માણસ કાઝી સાહેબનું ફરમાન લઇ આવે તો તમો તેમની ઇઝઝત કરજો અને તેમને રસૂલ્લાહ (સલ.) ના જ માણસ સમજજો ....

જ્યારે આપથી આ વેળા ફયજ મેળવી હું ઘેર પહોંચ્યો ત્યારે મારા આંગણે કાઝીના એક પ્રતિનિધિ હાજર હતા. સાથે બીજો માણસ પણ હતો કે જેની પાસેથી હું લશ્કર માં હતો ત્યારે થોડુક કર્ઝ લીધું હતું. પેલા માણસે કાઝી પાસે આ અંગે ફરીયાદ કરી હતી. કર્ઝ વસૂલ લેવાનું ફરમાન લઇ તે શખ્સ કાઝી ના માણસ સાથે મારા ઘેર આવી પહોંચ્યો હતો, તે મને જોતાં જ ગમે તેવા અપ-શબ્દો બોલવા માંડ્યો, મને મારા પીરો મુર્શિદ હઝરત શાહેઆલમ (રહ.) ના શબ્દો યાદ આવ્યા મે ધીરજથી કામ લઇ આવનારાઓનું માન પાન કર્યું અને કરજ ચુકવી દીધુ.

મિયાં કુત્બુદ્દીન (રહ.) એ અહમદાબાદમાં રહી તબ્લીગી કાર્ય સારી પેઠે અંજામ આપ્યુ. આપથી ઘણા લોકો ફયજ પામ્યા. આપથી ઘણી કરામતો જાહેર થઇ હતી. સદા શરીઅતના હુકમને શિરે મૂકતા હતા એટલે કે શરીઅતના હુકમોનું પાબંદી સાથે પાલન કરતા હતા.

૮૭ વર્ષની ઉંમરે ર૭મી જમાદિઉલ આખર ૯૭૩ હિજરીમાં વફાત પામ્યા.

મિર્ઝાપુર જુના વિજળી ઘર પાસે આપનો મઝાર મુબારક છે. જે

કુતુબપીરની દરગાહ તરીકે પણ ઓળખાય છે. આપના ખલીફાઓમાં હજરત મૌલાના ઈમાદુદ્દીન તારમી (રહ.) મુખ્ય છે. મૌલાના મુહમ્મદ ઈમાદુદ્દીન પ્રખ્યાત આલિમ હતા. જેમની પાસેથી હજરત શાહ વજીહુદ્દીન (રહ.) અને કાઝી ઈસા (રહ.) એ પણ દીની તાલીમ મેળવી હતી.

# હજરત શેખ અલી મુત્તકી (રહ.)

આપ શેખ અબૂમોહંમદ ઈબ્ને શેખ હુસેન ઈબ્ને શેખ રાજાના સુપુત્ર હતા, આપનો સિલસિલો પ્રખ્યાત સહાબી હજરત સલ્માન ફારસી (રદિ) ને જઈ મળે છે. આપ હજરત શેખ મોહંમદ ચિસ્તી (રહ.) ના ખલીફા હતા. ઝોહદ–તપસ્યા અને તકવા–પરહેઝગારીના નાદિર નમૂના હતા. અન્યના ઘરે રાંધેલ જમણ આપ જમતા ન હતા. કદિ કદિ અદબ ખાતર પોતાના પીરો–મુર્શિદના ઘરે રાંધેલ જમણ જમી લેતા, નદિ કિનારા ઉપરની શાકભાજીના પાંદડા આપ વીણી લાવતા અને તેને ધોઈ રાંધી જમી લેતા. ખોરાક તદ્દન ઓછો એટલે કે જીવવા પૂરતો જ જમતા. આપે શાદી કરી ન હતી.

ઉચ્ચ કક્ષાના આલિમ હોવા ઉપરાંત અગ્રગણ્ય મુફતી, ફકીહ અને સૂફી હતા. કેટલીક જાણીતી કિતાબોના આપ કર્તા છે. આપની કેટલીક કરામતો જાણીતી છે.

હજરત શેખ શાહ વજીહુદ્દીન (રહ.) ના પીરો મુર્શિદ શેખ ગૌસ ગ્વાલિયરી (રહ.) ના ગુજરાતમાંના આગમન સમયે તેમની કેટલીક બાબતોની વિરૂદ્ધમાં હજરત શેખ અલી મુત્તકીએ એક ફત્વો બહાર પાડ્યો હતો આ ફત્વામાં તે વેળાના શહેરના કેટલાક બુઝુર્ગોની સહીઓ હતી. વળી આ ફત્વાના વિરૂદ્ધમાં એટલે કે હજરત ગૌસ ગ્વાલિયરીના આચરણની તરફેણમાં ઘણા બુઝુર્ગો હતા. આમ શહેરમાં તે વેળા આ બાબતે આલિમો–બુઝુર્ગોમાં બે ભાગ પડી ગયા હતા.

છેવટે શેખ ગૌસ ગ્વાલિયરી (રહ.) * ના ગુજરાત છોડી ગયા પછી આ મામલો શાંત પડ્યો હતો.

હિજરી ૧૦૪૦ માં ૧૨મી રજબે આપ હઝરતની વફાત થઈ આપનો રોઝો મુબારક મલિક મીલ પાછળ રામ-રહીમ નગરના ટેકરાથી થોડે દૂર શાહીના કબ્રસ્તાનમાં જતાં નદિ કિનારે છે. મઝાર ઉપર પાકો ગુબંદ બાંધેલ છે.



## હઝરત અલી શેર બંગાલી (રહ.)

આપ હઝરત ગૌસ ગ્વાલિયરીના શિષ્ય હતા. પોતાના પીરો મુર્શિદ ગૌસ ગ્વાલિયરી (રહ.) સામે શેખ અલી મુત્તકીએ આપેલ ફત્વા સંબંધીનો પ્રસંગ આપે પોતાના પુસ્તક "નજહતુલ અરવાહ" માં નોંધ્યો છે. આપ ગૌસ ગ્વાલિયરી (રહ.) સાથે ગુજરાત પધાર્યા હતા. ઈમાદુલ્મુલ્ક રઝવીની મસ્જીદમાં આપ સ્થાઈ થઈ યાદે ઈલાહીમાં પ્રવૃત રહેતા હતા આપ પોતાના સમયના પ્રખ્યાત બુઝુર્ગ હતા. નસીરાબાદમાં નદિ પાર કેચરબ પાસે આપનો રોઝો અને મસ્જીદ છે.



## હઝરત સૈયદ ખુન્દમીર ઉઝ્ઝી (રહ.)

હઝરત સૈયદ ખુન્દમીર બિન સૈયદ બુઢા બિન યાકુબ (રહ.) પોતાના કાકા સૈયદ શાદી (રહ.) થી બયત અને ખિલાફત પામ્યા હતા.

* ગ્વાલિયરમાં ગૌસપુરા ખાતે આપનો મઝાર છે.

આપના માતાજી બીબી સાહેબા ઘણા પાકબાઝ ખાતૂન હતા. જયારે સૈયદ ખુન્દમીર દૂધ માંગતા ત્યારે બીબી સાહેબા તે પીવડાવવા અગાઉ ખુદાના દરબારમાં બે રકાત નફિલ નમાઝ પઢી દુઆ માંગતા કે હે અલ્લાહ ! મારો આ પુત્ર તારી બારગાહમાં મકબુલ હોય તો તેને મહફૂઝ સુરક્ષિત રાખજે. આ પછી આપને દૂધ પવડાવતા.

અઢી વરસની ઉંમરમાં પિતાજી વફાત પામ્યા આપ યતીમ અનાથ બન્યા, કાકા સૈયદ શાહીના હાથે આપનો ઉછેર થયો અને તેમની પાસેથી જ ઝાહિરિ બાતિનનું શિક્ષણ પામ્યા. કાકાજીની પણ વફાત થઇ જતા અહમદાબાદ માતાજી સાથે ચાલ્યા આવ્યા, અહીં જ આપે શાદી કરી કાયમ વસવાટ કર્યો.

આપે હઝરત કુત્બેઆલમ (રહ.) અને હઝરત શેખ અબ્દુલ્લાહ (રહ.) થી ફયઝ સંપાદન કર્યો હતો.

હઝરત શેખ ખુન્દમીર (રહ.) ફરમાવ્યા કરતા હતા કે જે કંઇ નેઅમત મને મળી છે. તે ત્રણ ભાગે વહેંચી આપી છે. એક ભાગ મેં મારા માટે, બીજો ભાગ મારી ઔલાદ માટે અને ત્રીજો ભાગ ખુદાની મખ્લૂક માટે વહેંચેલ છે.

સુલ્તાન મહમૂદ બેગડાના વઝીર મલિક શાબાન આપના અકીદત મંદ હતા. સરકારી કામકાજમાં નિમગ્ન રહેવાના કારણે મલિક શાબાને પોતાના પુત્ર ખુશબાશને સૂચના આપી હતી કે તે દરરોજ શેખની સેવામાં હાજર થઇ દુઆ માટેની વિનંતી કરે.

હઝરત ખુન્દમીર (રહ.) ૪ રબીઉલ આખર ૮૭૪ હિજરીમાં વફાત પામ્યા. બીબીપુરમાં આપનો મઝાર છે. આપના માતાજીનો મઝાર પણ ત્યાં જ છે.

✪ ✪ ✪

# સૈયદ યાકુબ ચિશ્તી ઉરેઝી (રહ.)

આપ સૈયદ ખુન્દમીર (રહ.) ના સાહેબઝાદા હતા. બયત અને ખિલાફત પિતાજી પાસેથી જ પામ્યા.

મલિક મહંમદ ઈખત્યાર (રહ.) પાસેથી પણ આપે ફયઝ મેળવ્યો હતો. એકવેળા મલિક મહંમદ ઈખત્યાર પોતાની ટોપી મુબારક આપને આપવા માંડયા. આપે તે લેવાનો ઈન્કાર કરતા કહ્યું કે તે આપના પુત્ર મલિક મિસ્કીનને આપો. આ વાતની પિતાજી સૈયદ ખુન્દમીરને જાણ થતા સખત નારાજ થયા. આપને બોલાવી ફરમાવ્યું કે ફરીથી મલિક મહંમદ ઈખ્તિયાર પાસે મેવા-મિઠાઈ ખરીદી લઈ જાવ અને તમારા આવા વર્તનની માફી માંગો. સૈયદ યાકુબ ફરીથી મલિક પાસે ગયા. મલિકે આપને માફ કરતા કહ્યું કે આપને અમો જે કાંઈ નેઅમત અતા કરવા માંગીએ છીએ આપને જ આપવાનો ઈલાહી હુકમ છે. જો એ મારા જ હાથની વાત હોત તો તે હું મારા પુત્રને જ અર્પણ કરત. આમ કહી આપે પોતાની ટોપી મુબારક ફરીથી અર્પણ કરી, આ ઉપરાંત ઈલાહી નેઅમતોથી પણ આપને ફયઝયાબ કર્યા.

હઝરત શાહઆલમ (રહ.) સાથે પણ હઝરત યાકુબ (રહ.) ના નિકટના-ગાઢ સંબંધો હતા. અનેક વાર આ બંને બુઝુર્ગોએ પોતાના પહેરણ મુબારક ઉતારી એકબીજાને પહેરાવી કહેતા હતા કે આ ખિલાફતનો ખિલ્અત પહેરી રહ્યા છીએ.

અસંખ્ય આલિમો અને બુઝુર્ગોએ હઝરત યાકુબ ચિશ્તી (રહ.) થી ફયઝ મેળવ્યો હતો, જ્યારે કવ્વાલો મસ્તીભર્યા કલામ પઢતા ત્યારે આપના ઉપર વજદ છવાઈ જતો. આવી હાલતમાં આપ પોતાની પાસેથી બધી જ ચીજો કવ્વાલોમાં વહેંચી દેતા. આ વેળા અકીદતમંદો પણ ખાસ કરીને હાજર રહી પોતાની ભજતો વહેંચી તે મેળવતા.

ઘણી વેળા આપ હઝરત ફરમાવતા હતા કે દુર્વેશોના નિયત સમયના વઝીફા–અવરાદ છુટી જવા એ મોત આવવા કરતાંય વધુ ભયાનક છે.

આપની વફાત ૨ ઝિલ્કઅદ ૮૨૭ હિજરીમાં થઈ.



# શેખ અબ્દુલ્લ ફત્તાહ (રહ.)

આપ શાહફત્તાહના નામે જાણીતા છે, આપ કાદરિયા સિલ્સિલાથી સંકલિત હતા, આપ વિષે યાદે અય્યામમાં નોંધ છે કે "શેખ અબ્દુલ્લફત્તાહ અસ્કરી શારહ મસનવી મઅનવી (કાદરીયા) સિલ્સિલાના પ્રખ્યાત અને જાણીતા બુઝુર્ગ હતા કે જેઓ અહમદાબાદમાં રહેતા હતા. આપના વંશજો માંનું એક ખાનદાન મદ્રાસના વેલોર ઈલાકામાં વસે છે. કે જે અત્યારે પોતાના ઈલ્મ અને વિદ્વતામાં અજોડ છે."

આપનો મઝાર શાહપુર જતાં બહાઈસેન્ટર માર્ગે રસ્તા ઉપર છે. પાસે મસ્જીદ પણ છે. ૧૪ મી મહોર્રમે ઉર્સ થાય છે.



# સૈયદ શેખ જમાલુદ્દીન કાદરી બંથરી (રહ.)

આપ હઝરત સૈયદ નુરૂદ્દીન કાદરી (રહ.) ના પુત્ર હતા.*આપનો સિલસિલએ નસબ હઝરત સૈયદના ગૌસુલ આઝમ (રહ.) સુધી પહોંચે છે. માતા પિતા હરમઝથી દક્કન ખાતેના પથરી કસબામાં કાયમી વસવાટ અર્થે પધાર્યા હતા. આપનો જન્મ અને ઉછેર પણ પથરી (બંથરી) માં જ થયો. દીની શિક્ષણ પિતાજી પાસેથી જ સંપાદન કર્યું.

ગુજરાતના સુલ્તાન બહાદુર શાહે હિજરી ૯૩૯ માં દક્કન (દખ્ખણ)માં અહમદ નગર તથા બંથરી ઉપર આક્રમણ કર્યું ત્યારે તે આપ હઝરતના વ્યક્તિત્વથી ઘણો જ પ્રભાવિત થયો. આપને આગ્રહ કરી આદર સહિત અહમદાબાદ લઈ આવ્યો. અહીં અહમદાબાદમાં સુલ્તાને હઝરત માટે ખાનકાહ અને મકાન તૈયાર કરાવ્યું.

આપ અહર્નિશ ઈબાદત અને રિયાઝતમાં જ મગ્ન રહેતા. અકીદતમંદો અને મુરીદોની તાલીમ તેમ જ ઈસ્લાહ-સુધારણા માટે પૂરતી કાળજી અને તસ્દી લેતા ફરમાવતા કે મુરીદો અને અકીદત મંદોની આલોક (દુનિયવી) અને પરલોક (ઉખરવી) માં સફળતા પોતાના પીરો મુર્શિદ ઉપર જ અવલંબિત છે. જો પીર આ બાબતમાં તેમની કાળજી લેતા નથી તો તેમની બંને દુનિયા બગડે છે.

મિરાતે સિકંદરીએ સુલ્તાન મહમૂદ શાહ ત્રીજાના સમયમાં નામાંકિત બુઝુર્ગોમાં આપની ગણના કરી છે.

*. મિરાતે અહમદી અને તઝકિરતુલ્અવલિયા એ પિતાજીનું નામ સૈયદ હુસેન જણાવ્યું છે.

આપણે આગળ જોયું તેમ સુલ્તાન બહાદુર શાહ આપથી અત્યંત પ્રભાવિત હતો, ઘણીવાર આપની સેવામાં આવી ફયઝ પામતો, એક વેળા તે હઝરતની સેવામાં પધાર્યો હઝરતે તેને કશા માન પાન આપ્યા નહી. એટલું જ નહી તેના આગમનની નોંધ શુદ્ધા લીધી નહી. હઝરતના આવા વર્તાવથી સુલ્તાન સાથેના અમીરો અને સેવકો ઘણા જ નારાજ થયા. પાછળથી તેઓએ હઝરતના આવા વર્તનની સુલ્તાન આગળ ટીકા કરી, સુલ્તાનને આ બાબતની સ્પષ્ટતામાં કહ્યુ કે એમાં હઝરતનો કશો વાંક ગુનો નથી, હઝરતની ખાનકાહમાં પહોચ્યા. અગાઉ મેં મનોમન નિશ્ચય કર્યો હતો કે જો હઝરત મારી પુરતી આગતા-સ્વાગત કરશે નહી તો પછી હઝરતની આબરુ પણ મારા જ હાથમા છે. મારી આ મનેચ્છા હઝરત કશ્ફથી પામી ગયા હતા, હું હઝરત સમક્ષ ગયો ત્યારે દ્રશ્ય જોઈ મારામાં ભય વ્યાપી ગયો. મેં જોયું કે બે વાઘ હઝરતની ચોકી કરતા આજુ બાજુ બેઠા છે. તેઓ મારા તરફ ઘોરી રહ્યા હતા. હું ભયભિત બની ગયો મારામાંના ઘમંડના ચુરેચુરા થઈ ગયા.

આપના પાંચ ફરઝંદો હતા. ૧. અમીનુલ્લાહ ,૨. વલીમુલ્લાહ, ૩. સફીયુલ્લાહ, ૪. હુસેનુદીન, ૫. બદરૂદીન આ પાંચ ફરઝંદોમાં વલીમુલ્લાહ વિદ્વાન શખ્સ હતા. હઝરતની વફાત પછી આપ જ સજ્જાદાનશીન બન્યા અને દર્સો-તદરીસનું કામ જાળવી રાખ્યુ વધે અખ્બારના કર્તા લખે છે કે હઝરતના પુત્ર મહા મોટા શેખ હતા. ૧૦૦૮ હિજરીમાં તેમની વફાત થઈ.

હિજરી ૯૭૧ ૨૨મી શાબાને આપ હઝરતની વફાત થઈ. રાયખડમાં મિલ પાછળ પુંજાલાલની ચાલી વિસ્તારમાં આપ હઝરતનો મઝાર મુબારક છે.

❋ ❋ ❋

# સૈયદ અબ્દુલ્વહ્હાબ કાદરી (રહ.)

નામ અબ્દુલ્વહ્હાબ હતું સુલ્તાન "જીવ" ઉપનામથી પ્રખ્યાત થયા. મિરાતે અહમદીએ આપનું નામ આ રીતે જણાવ્યું છે "સૈયદ ગ્યાસાદ્દીન બિન સૈયદ અબ્દુલવહ્હાબ ઉર્ફે શાહજી" તઝકિરતુલ્ઔલિયા લખે છે કે; " આપ મોટા મશાઈખીન અને ઉચ્ચ અકાબિરે સાદાતમાંથી છે, ઈલ્મના ભંડાર હતા." વંશીય સિલ્સિલો સૈયદ અબ્દુલ્જબ્બાર બિન સૈયદ અબ્દુલકાદિર જીલાની (રહ.)સુધી પહોંચે છે.

આપના જન્મ અગાઉ માતાજી રાજી ફિરોઝને ખ્વાબમાં રસૂલેખુદા સલ્લલ્લાહો અલયહિ વસ્સલમે દિદાર આપ્યા. માતાજીને આપ (સલ.)એ આપની પયદાઈશ થવાની તેમ જ આપની બુઝુર્ગી વિષે બશારત આપી, આ ખ્વાબના થોડાક દિવસ પછી આપની પયદાઈશ થઈ,

થોડાક મોટા થયા ત્યારે વાલિદે તાલીમ અર્થે મદ્રસામાં મુકયાં. પ્રથમ વેળા જ એક બે હર્ફ પઢી કુર્આન શરીફ મૂઅલ્લીમને મોઢે સંભળાવવા માંડયા તે આ જોઈ ગભરાયા અને હઝરત ગ્યાસુદ્દીન પાસે જઈ આ ઘટના સંભળાવી, પિતાજીએ જણાવ્યું કે એમાં તમારે ગભરાવાની જરૂર નથી. અબ્દુલ્વહ્હાબ બાતીની રીતે બીજી જગાએ થી તાલીમ મેળવે છે. આપે તો દુનિયવી રીવાજ મુજબ એમને તાલીમ આપવાની જ છે. થોડા સમય પછી મહા મોટા આલીમોમાં આપની ગણના થવા માંડી.

પિતાજી સૈયદ ગ્યાસુદ્દીનની શહાદત પછી ગામ સરસવાણી (મેહમુદાબાદ પાસે) થી નબી (સલ.) ની બશારત થતા રપ વર્ષ ની ઉંમરે અહમદાબાદ શહેરમાં પધાર્યા.

આપે હઝરત સૈયદ યાકુબ ચિશ્તી (રહ.) પાસેથી પણ ફ્યુઝ મેળવ્યો હતો.

તઝકિરતુલઅબરાર લખે છે કે "પાંચ વર્ષની ઉમર માં જ આપનામાં ઈલાહી ફયઝ સમુદ્ર સમી ઉછાળા મારવા લાગ્યો હતો આપે ખિર્કએ ખિલાફત કાદરિયા પિતાજી પાસે થી મેળવ્યો."

ઈલ્મના ભંડાર સમા હોવાથી ઈલ્મ ના ગૂઢાર્થની સમજ અર્થે આલિમો પણ દૂર દૂર થી આપની પાસે આવતા. આપની મજલિસમાં લોક સમુદાય એટલો બધો ઉમટતો હતો કે જાણે ગૌસુલઆઝમ અબ્દુલકાદિર જીલાની (રહ.) ની મજલિસ ફરી થી જીવંત બની છે એમ જણાતું.

ચહેરા ઉપર આપ સદા ચાદર ઢાંકેલી રાખતા. ચહેરા ઉપર નૂરાનિયત અને જલાલ એટલો બધો–ટપકતો કે જો કોઈ ચહેરો જોતું તો મૂર્છા આવી જતી હુસ્ને સૂરત અને હુસ્ને સીરત માં હઝરત યુસુફ (અલૈ) ના નમૂના સમ હતા. આપ ફરમાવતા કે મારા ચહેરા પરના ઈલાહી નૂરની પ્રતિભા સામાન્ય જન પચાવી શકતા ન હોવાથી ચહેરા ઉપર પડદો નાખવો પડે છે.

ઘણી વેળા આપ નમાઝમા ગેરહાજર જણાતા. આ બાબત ની કેટલાકોએ પડપૂછ કરતાં જણાવ્યું કે ફજર ની નમાઝ બયતુલમુકદ્દસમાં, ઝોહરની કાબા શરીફમાં, અસરની મદીના શરીફમાં, મગરિબની મસ્જીદમાં અને ઈશાની નમાઝ દાદાજી સૈયદના ગૌસુલઆઝમ (રહ.) ની બગદાદમાંની મસ્જીદમાં અદા કરૂ છું.

અખબારૂલઅખ્યાર ફારસી ફરમાવે છે કે ઈન્સાનો ઉપરાંત જિન્નાતોએ પણ આપ હઝરતથી ફયઝ મેળવ્યો છે. જિન્નાતો આપને વુઝુ કરાવતા. તેઓ ખાનકાહમાં દિવસભર રહેતા માનવ સ્વરૂપે તેઓ આપના મુરીદોને ઈલ્મે ઝાહિરી અને બાતિની શીખવવાનું કાર્ય પણ બજાવતા.

ગુજરાત ભરના અસંખ્ય લોકોએ આપથી ફયઝ મેળવ્યો છે.

૧૧મી રબીઉલઅવ્વલ ૯૩૫ હિજરીમાં આપની વફાત થઈ ૧૦ મી રબીઉલઅવ્વલએ ઉર્સ થાય છે. ખાનપુરમાં ગુજરાત સમાચાર બિલ્ડીંગ પાસે આપ હઝરતનો ભવ્ય મઝાર મુબારક છે.

✪ ✪ ✪

# સૈયદ શાહ અબ્દુલજલીલ (રહ.)

સૈયદ શાહ ગ્યાસુદ્દીન સાની કાદરી (રહ.) પાસેથી રૂહાની તસવ્વુફનો ઇલ્મ સંપાદન કરી કાદરિયા સિલસિલાની ખિલાફત મેળવી. મોટા મશાઇખિર ઔલિયાએ કિરામ અને અકાબિર ઉલ્માએ કિરામમાં આપની ગણના થાય છે.

તઝકિરતુલ્અવલિયા લખે છે કે હકતઆલાએ આપને જમાલે ઝાહિરી અર્પણ કર્યો હતો. ફાનસમાંની પ્રજ્વલિત જ્યોતની જેમ આપનું શરીર મુબારક પહેરણમાંથી પ્રકાશિત જણાતું.

કહેવાય છે કે એક શખ્સ એકવેળા આપની સેવામાં હાજર થયો અકસીરની ડબી આપની સામે મૂકી જણાવ્યું કે આ ડબીમાંની એક રત્તીભાર અકસીર ગરમ લોઢા ઉપર નાંખવામાં આવે તો તે લોઢું સોનુ બની જાય છે. આપને આ ડબી ભેટ ધરૂં છું. તે રાખો જરૂરતના સમયે કામ આવશે. આપે કહ્યું કે અમ ફકીરોને એની કશી જરૂર કે લાલચ નથી. આ નાચીઝનું વજુદ–અસ્તિત્વ હકતઆલાએ અકસીરે આઝમ બનાવેલ છે. આમ કહી પેલા માણસ પાસેના લોઢાના ટૂકડે હાથમાં પકડતા જ તે સોનાનો બની ગયો, હઝરતની આ કરામત જોઇ આગંતુક આભો બની ગયો તેણે આપની માફી માંગી અને મુરીદ બની ગયો.

વર્ષમાં છ મહિના ખિલ્વત–એકાંતમાં રહેતા અને છ મહિના તાલિબે ઇલ્મો અને મુરીદોની તર્બિયત–સુધારણા પાછળ ગાળતા, રાત દિવસ ઇબાદત–રિયાઝતમાં જ વિતાવતા, ખોરાક પણ ઘણો જ ઓછો હતો. રાત્રે બે ત્રણ કોળિયા જ જમતા, ચોવીસ વર્ષ સુધી સજ્જાદા તરીકે ફરજ બજાવી. હજારો લોકો આપથી ફયઝ પામ્યા છે. આપના ખલીફાઓમાં સૈયદ મુસ્તુફા, શેખ ફરીદ, શેખ મૂળ મહંમદ, ખ્વાજા અતાઉલ્લાહ ખ્વાજા રિઝકુલ્લાહ વગેરે પ્રખ્યાત છે.

હિજરી ૯૮૩ માં આપની વફાત થઇ, ખાનપુરમાં ગુજરાત સમાચાર પાસે શેખ અબ્દુલવહ્હાબના મકબરામા નાના ગુબંદ હેઠળ આપ હઝરતનો મઝાર શરીફ છે. ૧૪મી સફરે આપનો ઉર્સ થાય છે.

# શાહ બુરહાનુદ્દીન કાદરી (રહ.)

પિતાજી શાહ અબ્દુલજલીલ કાદરી (રહ.) થી ખિલાફત મેળવી હતી. કાદરિયા સિલસિલાના પ્રખ્યાત મશાઇખોમાં આપનો સમાવેશ થાય છે જેવાની રીત ખિર્કહએ ખિલાફત અને બાતિની ફયઝ દાદાજી શાહ ગ્યાસુદ્દીન સાની (રહ.) થી પણ મેળવ્યો હતો. પિતાજીની વફાત પછી ખાનકાહમાં દર્સો તદરીસ અને તબ્લીગી કામ આપે સાંભળ્યું. જવાબદારી સાંભળ્યા પછી આપને મરણ પર્યંત દીની કામોમાંથી નવરાશ મળી ન હતી. એક નોંધ મુજબ જમવાનુંય દીની કામકાજ કરતાં કરતાં જ પતાવી લેતા. દુનિયવી કામ અર્થે કદિય ખાનકાહ બહાર કદમ મૂક્યો ન હતો. અસંખ્ય લોકો આપથી લાભ પામ્યા હતા. તવક્કુલ ઉપર અડગ હતા. આપની અસંખ્ય કરામતો છે "મલ્ફૂઝાતે કાદરિયા અહલે ગુજરાત" માં છે કે જ્યારે વફાતની પળો નજીક આવી ત્યારે મુરીદોને પૂછ્યું કે સુબ્હ કાઝિબ થઇ ગઇ છે ? મુરીદોએ કહ્યું કે હા થઇ છે. આપે તરતજ સવારની નમાઝ અદા કરી સલામ ફેરવી દુઆ પછી અસ્સલામુ અલયકુમ કહી કલ્મએ તૈયબ પઢતા પઢતાં જીવ દીધો. વફાત વેળા પગ વળેલા રહી ગયા હતા. ગુસલ આપતી વેળા પાટલા પર તે સીધા થતા ન હતા. શૈખેવક્ત કુતુબ મુહંમદ સજ્જાદાનશીન મખ્દુમ શૈખ રહમતુલ્લાહ ચિશ્તી (રહ.) કે જેઓ આપ હજરતથીય ફયઝયાબ થયા હતા તેમણે આ જોઇ ફરમાવ્યું કે હઝરત ! પગ સીધા કરો કે જેથી ગુસલ સારી પેઠે અદા કરાવી શકાય. વફાત પામેલા હઝરત શૈખ બુર્હાનુદ્દીન (રહ.) એ આ સાંભળી પોતાના વળેલા પગ પાટલા ઉપર તરત જ સીધા કરી દીધા. !*

આપ હઝરતના ખલીફાઓમાં સૂફી કમાલ, ખ્વાજા અતાઉલ્લાહ વગેરે પ્રખ્યાત છે. ૧૯૧૫ હિજરીમાં આપ હઝરતની વફાત થઇ.આપનો મઝાર પણ ખાનપુર ખાતે શૈખ અબ્દુલવહ્હાબના કંપાઉન્ડમાં જ છે.



* ખઝીનતુલ્ઔલિયા

# સૈયદ શાહ વજીહુદ્દીન ગુજરાતી (રહ.)

આપનું નામ અહમદ હતું. વજીહુદ્દીન તરીકે પ્રખ્યાતિ પામ્યા. ચાંપાનેર મુહમ્મદાબાદ ખાતે હિજરી ૯૧૦ માં ૨૨ મી મુહર્રમે જન્મ થયો "શૈખ" શબ્દ ઉપરથી આપના જન્મની તારીખ નીકળે છે. ૮ વર્ષની ઉંમરે પિતાજી નસરૂલ્લાહ (રહ.) સાથે ચાંપાનેર ત્યાગી અહમદાબાદમાના ખાનપુર સ્થળે આવી વસ્યા.

હઝરત શાહ વજીહુદ્દીન (રહ.) અત્યંત બુધ્ધિશાળી, અપ્રતિમ સૂઝ–બૂઝ ગ્રાહ્ય શક્તિ તેમ તીવ્ર યાદ દાસ્ત વાળા હતા. ફક્ત બે જ વર્ષના ગાળામાં એટલે કે ૭ વર્ષની નાનકડી વયે આપે કુર્આને પાક હિફઝ કર્યું હતું.

હઝરત શાહ વજીહુદ્દીન (રહ.) એ પોતાના સમયના નામાંકિત આલિમો પાસેથી ઇલ્મ સંપાદન કર્યો હતો. પિતાજી નસરૂલ્લાહ (રહ.) પાસેથી પ્રાથમિક તેમ ઉચ્ચ દીની તાલીમ મેળવી આ ઉપરાંત શાહ કાઝન ચિશ્તી (રહ.)ના મામા હઝરત બડા અબૂલ કાસિમ(રહ.) કાકા સૈયદ શમ્સુદ્દીન (રહ.), મૌલાના ઇમાદુદ્દીન તારમી (રહ.) ખતીબ અબૂલ ફઝલ ગાઝરૂની (રહ.) વગેરે પાસેથી ઇલ્મ સંપાદન કર્યો હતો. પિતાજી નસરૂલ્લાહ (રહ.) પાસેથી પ્રાથમિક તેમ ઉચ્ચ દીની તાલીમ મેળવી.

તઝકિરએ ઉલ્માએ ગુજરાત (કલ્મી) માં આપના ઉસ્તાદોના વર્ણનમાં છે કે "આપને પ્રારંભમાં હઝરત શૈખ કાઝન સત્તારી (રહ.) થી રૂહાની સંપર્ક હતો એ પછી સુલૂકની તાલીમ આપે હઝરત મુહમ્મદ ગૌસ ગ્વાલિયરી (રહ.) થી મેળવી."

લગભગ ૨૪ વર્ષ સુધી (એક નોંધ મુજબ ૩૫ વર્ષ સુધી) આપ ઇલ્મ–વિદ્યામાં પારંગત થતાં રહ્યા.

તાલીમ સંપાદન કર્યા પછી વફાત પર્યંત આપે દીની શિક્ષણ આપવાનું કાર્ય બજાવ્યું. વિદ્યાભ્યાસ પૂરો કર્યા પછી ૬૪ વર્ષ સુધી એકધારી અધ્યાપક તરીકેની સેવા આપવાનું દ્રષ્ટાંત તવારીખમાં અજોડ છે. હિજરી ૯૩૪

(ઇ.સ.૧૫૨૮) માં આપે ખાનપુરમાં મદ્રસા 'આલિયા અલવિયા' ની સ્થાપના કરી, આ મદ્રસાએ ઉત્તરોત્તર વિકાસ પામી એક વિદ્યાપીઠનું સ્થાન મેળવ્યુ હતુ. તે સમયમાં ગુજરાતભરમાં આપનું દારૂલ ઉલૂમ સૌથી મોટું ગણાતું. હજારો તાલિબ ઇલ્મ-વિદ્યાર્થીઓ આ મદ્રસાથી આપથી દર્સ લઇ દુનિયાના ખૂણે ખૂણામાં ઇસ્લામની તબ્લીગ અર્થે પ્રસરી ગયા, આ મદ્રસો ગુજરાત, કાઠિયાવાડ, ખાનદેશ અને દખ્ખણની યુનિવર્સીટી ગણાતો હતો.

આપ (રહ.) ના મદ્રસામાંનું કુતુબખાનુ- લાયબ્રેરી પણ ઘણી વિશાળી હતી, તેમાં અસંખ્ય પુસ્તકો હતા. કેટલાયે લહિયા-કાતિબો રાત દિવસ આ લાયબ્રેરીમાં કિતાબોની નકલ કરવામાં જ પ્રવૃત રહેતા આપનાં બે સાહબઝાદા શાહ અબ્દુલ વાહિદ અને શાહ હમિદ પણ આજ કાર્ય અંજામ આપતા હતા.

આપ હઝરત ઇલ્મનાં ભંડાર સમા હતા, આપે અસંખ્ય કિતાબો લખી છે. મૌલાના ગુલામ અલી આઝાદ બેલગ્રામીએ આપના પુસ્તકોની સંખ્યા ૧૮૭ હોવાનું જણાવેલ છે એક નોંધ મુજબ આપના પુસ્તકોની સંખ્યા આથી પણ વિશેષ છે.

આપ (રહ.) ને અંજલિ આપતાં યાદે અયયામના કર્તા મૌલાના અબ્દુલહઇ લખે છે કે, "અલ્લામા વજીહુદ્દીન બિન નસરૂલ્લાહ અલ્વી (રહ.) ગુજરાતના એ ઉચ્ચ કોટીના આલિમોમાંથી છે કે જેમના ઉપકાર-એહસાન હિન્દવાસીઓ કદાપિ વિસરી શકે તેમ નથી. આપ ઇમાદુદ્દીન તારમી (રહ) ના શિષ્ય હતા લગભગ ૨૦ વર્ષની ઉંમરથી લઇ ૬૭ વર્ષ સુધીના લાંબાગાળા પર્યંત અહમદાબાદ ખાતે આપે શૈક્ષણિક સેવા આપી, શર્હે જામીથી લઇ તફસીરે બયઝાવી સુધી તેવીસ કિતાબોના હાશિયા-શર્હ આપે લખેલ છે. અહમદાબાદથી લઇ લાહોર સુધી આપના શાગિર્દો ફેલાયેલા હતા, હઝરતને ઉસ્તાઝુલઅસાતિઝાની મહાન પદવી મળી હતી.

તઝકિરતુલ્ઓલિયા આપના જીવન વૃત્તાંતમાં લખે છે કે, "આપ મશાઇખે મશાઇખે કિરામ અને અકાબિરે ફુકહાએ ઇઝામમાંથી હતા. કશ્ફ-કરામતના ભંડાર હતા. નાનપણથી જ આપમાં બુઝુર્ગી- મહાનતાના ચિહ્નો જણાતા હતા.

વિના વુઝુએ આપે માતાજીથી કદિ દૂધ ધાવ્યું નથી, માતાજી એટલા બધા પાકબાઝ ખાતૂન હતા કે આપને પોતાના મુબારક હાથ વડે વુઝુ કરાવી પછી જ દૂધ પિવડાવતા...... આપ હઝરત આખો દિવસ પોતાના મદ્રસામાં બેસી દર્સ–સબક આપવાનું કાર્ય અંજામ દેતા, રાત્રે મુરીદોને ઈર્શાદ બોધ આપવાના કાર્યમાં મસ્ત બની જતા. જીવનના અંતિમ દિવસોમાં આપે શિક્ષણ કાર્ય આપવામાંથી નિવૃતિ લેવાનો વિચાર કરતાં નબી (સલ.) એ તેમ કરતાં અટકાવ્યા, એજ દિવસે આપના મદ્રસાનું નામ દર્સે મુહંમદી રાખવામાં આવ્યુ. આપ હઝરતની અસંખ્ય કિતાબો છે. મૌલાના હબીબુલ્લાહ (રહ.) પોતાના મલ્ફૂઝાતમાં લખે છેંકે આપના ખલીફાઓ ફેલાઈ ફ્યઝના ચશ્મા વહેવડાવી રહ્યા છે, ..........."

હઝરત શેખ અબ્દુલહક મુહદ્દિસ દહેલવી (રહ.) એ પણ આપથી સહવાસ કેળવી ફ્યઝ મેળવ્યો હતો. તેઓ પોતાના પ્રખ્યાત પુસ્તક અખબારુલ્અખ્યાર અસરારુલ અબરારમાં લખે છે કે, " આપ ગુજરાતના ઉચ્ચ શ્રેણીના મશાયખોમાંથી છે, પરિપૂર્ણ બુધ્ધિશાળી સદ્ગુણોના ભંડાર સમા છે. ઈલ્મનો દર્સ આપવામાં કિતાબોની લેખન પ્રવૃતિમાં અને લોકોની તર્બિયત અને ઈર્શાદમાં આપ બધો જ સમય વ્યતિત કરતા હતા. આપે કેટલીયે કિતાબોના શર્હ અને હાશિયા લખ્યા છે. ખ્યાતનામ લેખક હતા. પોષાક આ ઈલાકાના સામાન્ય લોકો જેવો પહેરતા..........

આ સેવક હજ અર્થે જવા ગુજરાત ગયો ત્યારે આપની મુલાકાત નું સદ્ભાગ્ય સાંપડ્યુ. સિલ્સિલએ આલિયા કાદરિયાના કેટલાક અઝકારે–અશગાલથી હું પાવન થયો, અત્યારે આપના જાનશીન શેખ અબ્દુલ્લાહ છે. જેમનામાં દુર્વેશોના સઘળા અખ્લાક સમાયેલ છે."

ખુલાસતુલ્અસર ના લેખક આપના મુરીદ મહંમદ બિન ફઝલુલ્લાહ બુર્હાનપુરી (રહ.) નું વર્ણન ઘણા જ અદબ સહિત કર્યું છે. તેઓ આપના શેખ હઝરત વજીહુદ્દીન અલ્વી (રહ.) વિષે લખે છે કે તેઓ હિન્દુસ્તાનમાંના સૂફિયાએ કિરામના ઈમામ હતા.

આપણે ઉપર જોયું તેમ અસંખ્ય કિતાબોના આપ હઝરત લેખક છે. શર્હે મવાકિફ ઉપરનો આપનો હાશિયો પ્રખ્યાત છે, જેની હસ્તલિખિત પ્રત પીર મોહંમદ શાહ લાયબ્રેરીમાં છે. આ ઉપરાંત આપની નીચેની કિતાબો પણ પીર મોહંમદ શાહ લાયબ્રેરીમાં છે. હાશ્યા અલગ અઝદી (કલ્મી) હાશ્યા શર્હે અઝદી (નાકિસ કલ્મી) હાશ્યા શર્હે વકાયા (કલ્મી) હાશ્યા અલીતલ્વિહ (કલ્મી) હાશ્યા અલાશર્હે મુખ્તસુત્તલ્વીહ તુહફતાઝની સૈયદ શરીફ (કલ્મી) શર્હે નબખતુલ્ફિક (કલ્મી) રિસાલા મબહસે મા અના કુલ્તુ (કલ્મી) શર્હે જામે જવાં નુમા (કલ્મી) આ ઉપરાંત અપની નીચેની કિતાબો પણ પ્રખ્યાત છે.

૧. હાશ્યા અલલ બયઝાવી, ૨. હાશ્યા અલમવાકિફ ૩. હાશ્યા શર્હે જામી, ૪. હાશયા ઈશાદ્દિુલ્નહ્વ ૫. રિસાલતુલસુફિયા, ૬. હાશ્યા અલા મુખતસરુલમઆની ૭. શર્હેલ્બસીતુલ્અલ્વી ૮. વાફિયા શર્હે કાફિયા, ૯. રિસાલા તસ્તીખ અરકાતુસ્સલાત, ૧૦. રિસાલા ફૈશજી કિલ્હયત, ૧૧. શર્હે શવાહિલ્મુન્હિલ, ૧૨. હાશ્યા અલાઉસુ લિલ્બઝોદી ૧૩. હાશ્યા અલતજવીદ, ૧૪. હાશ્યા શર્હે અકાઈદ, ૧૫. હાશ્યા અલલ્હાશયા કદીમા, ૧૬. હકીકતે મુહંમદીયા (આ કિતાબ પાટણ ખાતે કબ્જે મરગુબ લાયબ્રેરીમાં છે.) મલફુઝાતે શાહ વજીહુદ્દીન અલ્વીની એક કલમી પ્રાપ્ત આસિફ્યા હૈદરાબાદની લાયબ્રેરીમાં છે. જેના ઉપર કિતાબની સાલ ૧૨૯૦ હિજરી અંકિત છે. મલ્ફુઝે કબીરી હિ.સ. ૧૦૫૫ થી ૧૦૬૮ હઝરત શાહ વજીહુદ્દીન અલ્વી ગુજરાતી (રહ.) નંબર (૯૩) નં વૃત્તાંત છે. રચનાનું નામ સૈયદ અબ્દુલ્મલિક બિન સૈયદ મોહંમદ બિન સૈયદ વજીહુદ્દીન બિન સૈયદ નસરુલ્લાહ છે.

૮૮ વર્ષની ઉંમરે ૯૯૮ હિજરીમાં મહોરમ માસની છેલ્લી તારીખે સુબ્હે સાદિકના સમયે આપની વફાત થઈ, શેખ " વજીહુદ્દીન" શબ્દથી આપની વફાતની તારીખ નીકળે છે. ""લદ્બુમ જન્નાતુલ્ફિરદોસી નુઝુલા"" થી પણ વફાતની તારીખ નીકળે છે.

આપના અકીદમંદ એવા અમીર સાદિકખાને આપના મઝાર ઉપર ગુંબદ બંધાવેલ છે. આપ (રહ) ના વંશ જ શેખ હૈદરે કુવો અને મસજીદ તામીર કરાવી હતી " આપનો મઝાર મુબારક ખાનપુરમાં આવેલ છે. અને ઉર્સ થાય છે.

# શાહ અબ્દુલ્લાહ હુસેની (રહ.)

આપ હઝરત શાહ વજીહુદ્દીન ગુજરાતી (રહ.) ના સાહબજાદા હતા. ૯૩૦ હિજરીમાં આપનો જન્મ થયો. પિતાજી થી બયત પામ્યા હતા. હઝરત શાહ વજીહુદ્દીનની વફાત પછી સજ્જાદા નશીન પદે નિયુક્ત થયા. આપની ખાનકાહ અને દરૂલ ઉલુમનું કામ સારી પેઠે સંભાળ્યુ. સીરત અને સુરતમાં નખશીખ શાહ વજીહુદ્દીન જેવા લાગતા હતા. ૨૦ વર્ષ સુધી મસનદે હિદાયત અને ઇર્શાદમાં વળગેલા રહ્યા. અખબારુલઅખ્યારમાં આપના ઉચ્ચ અખ્લાકની પ્રશંસા કરવામાં આવી છે. તેમ આપની ઉચ્ચ શ્રેણીના આલિમો માં ગણના કરવામાં આવે છે. તઝકિરતુલઔલીયા લખે છે કે દુર્વેશી અને રિયાઝતે આપે ઉચ્ચ દરજા સુધી પહોંચાડી હતી.

શહેનશાહ જહાંગીર આપના અકીદમંદ હતા, ગુજરાતના ઉમરાવ મુર્તુઝાખાન શેખ ફરીદ મારફતે તેમણે નિયમિત પઢવા માટેના વિર્દ વઝાઇફ હઝરત પાસેથી લખાવી મંગાવ્યા હતા. જે વઝીફા જહાંગીરે મરણ પર્યંત સુધી પઢવાના ચાલુ રાખ્યા.

હિજરી ૧૦૨૭ ની ૭ મી મોહર્રમ આપની વફાત થઇ. શાહ વજીહુદ્દીનના મકબરામાં અંદરના ભાગે જ આપ મદફૂન થયા.



# શેખ અતા મોહંમદ બુર્કાપોશ (રહ.)

હઝરત શેખ અતા મોહંમદ હુસેની બુર્કાપોશ (રહ.) ના પિતાજીનું નામ હઝરત સૈયદ ફઝલુલ્લાહ હતું. માતાજી ખુબબીબી, હઝરત કુત્બેઆલમ (રહ.) ના મુરીદ કાઝી અબ્દુલ પુરીના સાહબઝાદી હતા. વળી આપ હઝરત શાહ વજીહુદ્દીન–અલ્વી ગુજરાતી (રહ.) ના પિતરાઇ ભાઇ હતા. આપનો વંશીય

સિલ્સિલો હઝરત ઇમામ હુસેન (રદિ.) સુધી પહોંચે છે.

આપ હઝરત પોતાના કેટલાક ખાદિમો સાથે હજ અર્થે ગયા હતા. આ હજ સફરમાં આપના સાહબઝાદી બેટી ઉમ્મુલ હબીબ પણ હતા, જયા તેમની વફાત થઇ આ હજ દરમિયાન આપને ચહેરા ઉપર બુર્કો નાખવાનું ઇલાહી સૂચન થયું ત્યાર થી આપે ચહેરા ઉપર બુર્કો નાખી દીધો આ દિવસથી આપ બુર્કાપોશ તરીકે ઓળખાયા. બુર્કો નાખવાના કારણમાં આપ હઝરતે એક વેળા ફરમાવ્યું કે ખુદા તરફથી મને હુકમ કરવામાં આવ્યો છે કે ખુદા તમારા ઉપર આશિક છે. આથી બુર્કો તમારા ચહેરા ઉપર નાખો ! જો તમો અમારી આજ્ઞા વિરુધ્ધ વર્તી બુર્કો નહી પહેરો તો અમો તમારા ચહેરામાં ફેરફાર કરી દઇશું ખઝીનતુલઔલિયામાં છે કે આપ કામિલ વલી અને આલિમે રબ્બાની વાસિલે સમદાની હતા.

આપે હઝરત શાહ વજીહુદ્દીન ગુજરાતી (રહ.) પાસેથી પણ રુહાની ફયઝ મેળવ્યો હતો ૨૫, રબીઉલ આખરે આપની વફાત થઇ હતી. શાહપુર સરકીવાડ મહોલ્લામાં આપનો મઝાર છે.



## સૈયદ પીરમોહંમદશાહ (રહ.)

આપનું નામ સૈયદ મોહંમદ હતુ લોકોમાં પીરમોહંમદશાહના નામે ખ્યાતિ પામ્યા. કાકાજીનું નામ અમીનુદ્દીન હતુ આપ (રહ.) ગૌસુલ આઝમ અબ્દુલ્કાદિર જીલાની (રહ.) ની ઓલાદમાથી હતા.

બીજાપુર ખાતે ૧૫ મી શાબાન ૧૧૦૦ હિજરીમાં જન્મ થયો. જન્મ અગાઉના થોડાક દિવસો પહેલા જ પિતાજી વફાત પામ્યા, એ પછી થોડાક સમય પછી માતાજી પણ વફાત પામતાં ફોઇના હાથે આપનો ઉછેર થયો. ૯ વર્ષની ઉંમરે હજ કરવા ગયા હતા.

હઝરત શેખ વજીહુદ્દીન ગુજરાત (રહ.) અને શાહ અબ્દુલ્લાહ ગુજરાતી (રહ.) પાસેથી ફયઝ મેળવ્યો હતો.

બીજાપુરથી અહમદાબાદ પધાર્યા ત્યારે જુમા મસ્જીદમાં નિવાસ કર્યો

હતો. આપે શાદી કરી ન હતી ખઝીનતુલ્ઓલિયામાં છે કે, કેટલાક બુઝુર્ગોની મુબારક રૂહો સાથે આપને ખાસ સંપર્ક હતો. એ રીતે ઘણીવાર આશ્ચર્યજનક કહી શકાય એવી બાબતોમાં આપનામાં પ્રગટ થતી હતી જીભેથી જે બોલતા તે થઈને જ રહેતું એટલે કે આપની જીભ ગેબી ખઝાનાની ચાવી રૂપ હતી. હાલતે શુકમાં અચંબાજનક શબ્દો જીભેથી ઉચ્ચારતા.

અન્વરખાં બાબીને હઝરત સાથે અપ્રતિમ આસ્થા હતી. હઝરત પાસે આવી તે ફયઝ ઉઠાવતો એક વેળા તેણે હઝરતને બયઅતથી પાવન કરવા અરજ કરી હઝરતે કહ્યુ આ કામ તમારા જેવા અમીરોનું નથી, અન્વરખાંએ આ બાબતમાં હઠાગ્રહ કરતાં હઝરતે કહ્યુ કે ખરેખર જો તમો અમારી બયત લેવા જ ઈચ્છતા હોવ તો શહેરમાં ઘરેઘર ભીખ માંગો બીજા દિવસથી અન્વરખાંએ ભીખ માંગવી શરૂ કરી શહેરના હાકિમ મર્દખાનબાબી ના ભાઈ ભીખ માગી રહ્યા છે એજોઈ આમાં કોઈ રહસ્ય છે એમ લોકોનું લાગ્યુ તેઓ અન્વરખાંને ભીખમાં વધુ પૈસા આપવા માંડયા પરંતુ અન્વરખાં એક પાઈથી વધુ ભીખ લેતા ન હતા. બીજા દિવસે કશ્કોલ–ભીક્ષાપાત્ર લઈ હઝરત પાસે પહોચ્યાં અરજ કરી હવે શો હુકમ છે ? હઝરત આ ઈચ્છાનુસાર મેં ભીખ માંગવી શરૂ કરી છે હઝરત આ સાંભળી ઘણા રાજી થયા. અન્વરખાંને બયતથી પાવન કર્યા.

આ વાતની અન્વરખાંના ભાઈ મર્દખાનને જાણ થતાં ગુસ્સાથી લાલપીળો થઈ ગયો. પોતે શહેરનાં હાકિમ છે, હઝરતે પોતાના ભાઈ પાસે ભીખ મંગાવીને મારા ખાનદાનની આબરૂ લીધી છે એમ તેને લાગ્યુ, પોતાના ભાઈને ભીખધારી ફકીર બનાવી રહ્યા છે એમ લાગવાથી તે હઝરતને પકડવા સિપાહીઓ સહિત જુમા મસ્જીદમાં પહોચ્યો. આ વેળા હઝરત હોજ ઉપર વુઝુ કરી રહ્યા હતા. હોજ પાસે આવીને તે ઘણોજ નવાઈ પામ્યો. તેણે જોયુ કે હોજ ઉપર વુઝુ કરતા દરેક જણ પીરમોહંમદ શાહ જ જણાઈ રહ્યા છે એમાં પકડવા કોને ?

આમ છતાય જવામર્દખા પોતાની હસદ અદેખાઈથી વંચિત રહ્યો નહી એનકેન પ્રકારે તેણે હઝરતની કનડગત ચાલુ રાખી. એક વખત હઝરતના અકીદતમંદ અન્વરખાં જુમા મસ્જીદમાં ગયા. આ વેળા હઝરતે મસ્જીદના

ચોગાનમાંનું ઘાસ ઉખેડી રહ્યા હતા. અન્વરખાંએ વિસ્મય સહિત પુછ્યું કે હજરત ! શું કરી રહ્યા છો. ? હજરતે જવાબ આપ્યો કે બાબીઓનું મૂળ ઉખેડી રહ્યો છું આપનો આ સેવક પણ બાબી જ છે. હજરતે ઘાસ ઉખેડવાનું બંધ કરી કહ્યું કે સારુ જવા દો! હજરતે હેરાન કરવાનો પ્રયાસ કરનાર જવાંમર્દખાં બી કદિએ સફળ થયા નહી છેવટે એક દિવસ સત્તા ઉપરથી ઘણી ખરાબ રીતે તેનુ મુળ ઉખડી ગયું !

એક વેળા લાહોરના એક કાઝી આપની મુલાકાત અર્થે પધાર્યા પ્રથમ મુલાકાતમાં જ આપે પોતાની કૃપા ભરી દ્રષ્ટિ તેમના પર નાંખી ફયઝ અર્પણ કર્યો. આ જોઇ હજરતના ખાદિમોમાંના ગુલામ મોહમ્મદે અરજકરી કે હજરત ! વરસોથી હું તો આપની સેવા કરુ છું છતાં અમને આજ સુધી ફ્યઝ આપ્યું નથી. હજરત બોલ્યા કે તમારામાં હજુ તે માટેની પૂરતી પ્રાપ્તતા જન્મી નથી. આમ છતાંયે તેમણે પોતાની જીદ ચાલુ રાખી. હજરતે તેના તરફ દ્રષ્ટિ નાંખતા જ તે બેહોશ થઇ ગયા પાણી બહારની માછલી જેમ તે તરફડવાં મારવા માંડ્યા ૩ દિવસ સુધી આ હાલત રહી. હોજમાં ડુબકી મરાવ્યા પછી તે હોશમાં આવ્યા મરણ પર્યંત સુધી તેમની મજઝૂબ સમી હાલત રહી.

એક વેળા મહેસાણાના એક મિરઝા સાહેબે હજરત સમક્ષ થેલી ભરી અશરફીઓ ભેટ ધરી. હજરતે કહ્યું કે ફકીરોને આની કાંઇજ જરૂર નથી. તે સ્વીકારવા આગ્રહ કરતાં થેલી અંદર હુજરામાં મૂકવા કહ્યુ. મિરઝા હુજરામાં ગયા. જઇ જોયું તો ત્યાં અશરફીઓ ભરેલ બીજી થેલીઓ પણ પડી છે તે મનોમન વિચારવા માંડ્યા કે હજરતે ઘણું જ ધન ભેગું કર્યુ લાગે છે ... મારી ભેટની શી વિસાત ? મિરઝા ના મનોભાવ હજરત કશ્ફથી પામી ગયા થોડી વારે હજરતે કહ્યું કે તમો હુજરામાં કાંઇક ભૂલી ગયા છો જાવ, હુજરામાં જઇ જોઇ આવો હું કાંઇક અંદર ભૂલી ગયો, નથી એમ બોલી મિરઝા હુજરામાં ફરીથી પ્રવેશ્યા. જઇ જોયું તો પોતાની થેલી સિવાય બીજી થેલીઓ ત્યાં હતી નહી. (ભૂલાયેલી અકીદત પાછી લઇ) મિરઝા હુજરા બહાર આવ્યા, હજરત બોલ્યા કે ભાઇ ! અમારે ધનની શી જરૂર છે ? અલ્લાહ પોતાના ગૈબી ખજાનામાંથી

તે અમને આપના જ રહે છે.

હજરતે ગદ્યમાં કોઈ કિતાબ લખી હોવાની નોંધ જોવા મળતી નથી કેટલીક કિતાબો પદ્ય (મન્ઝૂમ) માં લખી હોવાનું જાણવા મળે છે. ફારસી ભાષા માં પદ્ય રૂપે, ૧. મજમૂએ રસાઈલ ૨. મુકાશિફાત ૩. મઅમાતો ગઝલ્યાત ૪. નૂરશુયૂખ. ઉર્દુ ભાષામાં ૧. રિસાલએ ઈશ્કુલ્લાહ ૨. મજમૂએ ગઝલ્યાત ૩. મરાસી જોવા મળે છે.

જીવનના અંતિમ દિવસોમાં આપ ઉપર વજદ અને શવકનો પ્રભાવ છવાયેલો રહેતો હતો. દિવસો સુધી ઈશ્કની આગમાં આપ બેહોશ રહેતા સેવકો આપ ઉપર ઠંડુ પાણી રેડતા પરંતુ તેની કાંઈ અસર થતી નહી. આપ ઉપર જમાલ કરતાં જલાલનો પ્રભાવ વધુ છવાયેલો રહેતો છેવટે એક વેળા જલાલ ભરી સ્થિતી માં ૩ દિવસ સુધી બેભાનાવસ્થામાં રહ્યા, આજ હાલત માં ૧૦ મી જમાદિલ અવ્વલ ૧૧૬૩ હિજરીની રાત્રે ૧૦ વાગે આપની વફાત થઈ.

શાહેરના પાનકોરનાકા પાસે આપનો મઝાર મુબારક છે. પાસે ભવ્ય મસ્જીદ છે. અને અકીદમંદો માટેના હુજરા છે. *



# હઝરત અબ્દુસ્સમદ ખુદાનૂમા (રહ.)

આપ હઝરત સિલ્સિલએ કાદરિયામાંથી હતા. □

જે કોઈ આપની સોહબત –સહવાસ કેળવતું તેનામાં અન્વારે ઈલાહી રેડી દેતા, થોડાક જ સમય માં તેના દિલમાં ઈલાહી નૂર પ્રકાશિત થઈ જતું આથી આપ ખુદાનૂમાં તરીકે ઓળખાયા.

આપની વફાત ૧૧૦૯ ની ૫ મી જમાદિઉલ અવ્વલે થઈ ૧૦ મી જ.અવ્વલે ઉર્સ થાય છે. મઝાર મુબારક લાલદરવાજે એડવાન્સ ટેકીઝની

*. બરકાતુલઔલિયા

□. પાટે અય્યામ.

બાજુની ગલીમાં છે. બાજુમાં મસ્જીદ છે. આપના એક ખલીફા સૈયદ અબ્દુર્રઝાક હતા. જેમનો મઝાર મુબારક બરેલી પાસે બાન્સમાં છે. તેમની વફાત હિજરી ૧૧૩૯ માં થઈ.

✪ ✪ ✪

## શાહ ખૂબ (રહ.)

નામ મુહંમદ હતું. ખૂબ મિયાં ના નામ થી ઓળખતા હતા. શાહ ખૂબ ચિશ્તીથી પણ પ્રચલિત છે. ૯૪૫ હિજરીમાં જન્મ થયો.

દસ્વી સદી હિજરીના સનમાનનીયા સૂફી ઉપરાંત પરિપૂર્ણ દુર્વેશ અને વિદ્વાન કવિ હતા. આપ હઝરત કમાલ મુહંમદ સૈવિસ્તાનીથી બયત હતા. આપના આ પીરો મુર્શિદ પોતાના જીવનનો મોટા ભાગનો સમય બગદાદમાં પસાર કર્યો હતો. આથી તેઓ જિલાની—બુસ્તામીના ઉપનામથી પણ પ્રખ્યાત હતા.

હઝરત શાહ ખૂબનું વતન અહમદાબાદ હતું અને અહી જ આપે જીવન વિતાવ્યું. આપ ઘણી કિતાબોના કર્તા છે. જેમ કે,

૧. સિફાતે મુસ્તકીમ, ૨. રિસાલા જામે જહાંનૂમાં ૩. મુફ્તાહુત્તવહીદ, ૪. રિસાલા ઊરૂઝે કાફિયા છંદ છન્દા, ૫. ખૂબ તરંગઅમ્વાજે ખૂબી.

આ ઉપરાંત આપની નીચેની કિતાબો પણ પીર મોહંમદ શાહ લાયબ્રેરીમાં છે.

૧. અકીદયે સૂફિયા તસ્નીફ ૧૦૨૩.

૨. ખુલાસએ મવજૂદાત.

૩. સુબ્હે ફુલ સન તસ્નીફ ૧૦૧૯.

૪. શરાબે જામે શર્હ જામે જહાંનૂમાં હઝરતે ખૂબ તરંગ ૯૮૯ હિજરીમાં લખી. છંદ છન્દાની એક હસ્ત લિખિત જૂની પ્રત પંજાબ યુનિવર્સીટી લાયબ્રેરીમાં છે.

૧. મિરાતે એહમદી.

હઝરતની બધી કિતાબો સૂફીવાદ ઉપર જ છે. ફક્ત અભ્યાસીઓ અને સાહિત્યકારો જ તેને સમજી શકે છે.

મખ્બિરૂલ ઓલિયામાં છે કે હઝરત શાહ ખૂબ જ કામિલ વલી અને આબિદ હતા, રાત દિવસ ઈબાદતમાં જ પરોવાયેલા રહેતા. ઈલ્મેદીનના પ્રખર આલિમ હતા, આપના અકીદતમંદોનું વર્તુળ પણ ઘણું મોટું હતું.

હઝરત શાહ ખૂબ મોહંમદ ગુજરાતના સુબેદાર મુઝ્ઝફરુદ્દીનખાનાં સમયમાં ફરહતુલ્મુલ્કની મસ્જીદમાં ખતીબ અને ઈમામ હતા. અહીં આપની મજલિસમાં અસંખ્ય લોકો ફયઝ અર્થે પધારતા હતા. હઝરતની વફાત હિ.સ.૧૦૨૩ (ઈ.સ. ૧૬૧૪) સવ્વાલ માસની ૨૪મી એ થઈ. "ખૂબ થી" શબ્દ ઉપરથી આપની વફાતની તારીખ નીકળે છે.[Δ] કારંજ સામે ફરતુલ્મુલ્કની મસ્જીદમાં હોજની બાજુમાં આપનો મઝાર છે. પિતાજીનું નામ શેખ અબ્દુર્રશીદ ચિશ્તી હતું. પિતાજી પણ એક ઉચ્ચા સાહિત્યકાર હતા. ગુજરાતના નામાંકિત ઓલિયાઓ વિષે મખ્બેરૂલ ઓલિયા નામનો ગ્રંથ લખ્યો હતો. આ ગ્રંથની હસ્તલિખિત કોપીનો કેટલોક ભાગ મુંબઈની રોયલ એસયાટિક સોસાયટીમાં છે. શાહપુરમાં વાલિદ સાહેબનો મઝાર છે.

## સૈયદ મોહંમદ રાજુ બિન હઝરત શાહે આલમ (રહ.)

આપનો જન્મ ૮૩૫ હિજરીમાં થયો હતો. 'વારિસ હુસૈન' થી જન્મનો સમય નિકળે છે. આપે ખિર્કહએ ખિલાફત હઝરત કુબ્બેઆલમ (રહ.) થી મેળવ્યો હતો, એથી હઝરત શાહઆલમ (રહ.) પોતાના સાહબઝાદાને બિરાદર થી સંબોધતા હતા.

આપ ઈબાદત-રિયાઝતમાં રાત દિવસ મગ્ન રહેતા હતા. ફરજ અને

[Δ]. મિરાતે એહમદી

સુન્નતો ઉપરાંત એક હજાર જેટલી નફિલ રકાતો આપ રાતદિવસ મળી પઢતા. જીવનના છેલ્લા વરસોમાં આ એક હજાર રકાતો પૈકી પાંચસો રકાતો ઉભા રહી પાંચસો રકાતો બેસી અદા કરતા હતા, આપ ફરમાવતા કે મારા બુઝુર્ગોએ બધી રકાતો ઉભા ઉભા અદા કરી હતી જયારે – કમાની અશક્તિના કારણે હું તે બેસીને અદા કરું છું આથી મને શરમ આવે છે.

પહેલી મહોરમે આપની વફાત થઇ. હઝરત શાહેઆલમ (રહ.) ના મઝાર ની બહાર એક હુજરામાં પોતાના બીજા ત્રણ ભાઈઓ સાથે આપનો મઝાર મુબારક છે.



# સૈયદ જલાલુદ્દીન માહે આલમ (રહ.)

આપનો વંશીય સિલ્સિલો આ મુજબ છે. સૈયદ જલાલુદ્દીન, બિન સૈયદ હસન, બિન સૈયદ અહમદ બિન સૈયદ રાજુ બિન હઝરત શાહઆલમ (રહ.) ०

૬. ઝિલ્કઅદ ૮૫૮ હિજરીમાં આપનો જન્મ થયો. માતાજીનું નામ ખુન્દાગૌહર બિન્તે મલિક ખિજર હતું. આના કારણે સિલ્સિલએ ઓલિયા શાહિયા નામ પૂન: જીવંત તેમ જ ગાજતું બન્યું હતું.

હઝરત મીર મહમદ બિન અહમદ બિન સૈયદ અરબ શાહ બિન હઝરત સૈયદ રાજુના મુરીદ અને ખલીફા હતા. તસવ્વુફ અને સુલુકની તમામ મંઝિલો એમના દ્વારા જ સર કરી, ઉચ્ચ દીની શિક્ષણ હઝરત શાહ વજીહુદ્દીન ગુજરાતી (રહ.) પાસેથી મેળવ્યું હતું.

આપની અસંખ્ય કરામતો છે. એક વેળા મીર અબૂતુરાબ વલી શિરાજી

०. તારીખે ઔલિયાએ ગુજરાત.

(રહ.) એ યોજેલ કેટલાક મોટા માણસોની દાવતમાં આપ શામેલ હતા. ઠંડીની ઋતુ હતી. અસહ્ય ઠંડી હવા વાઈ રહી હતી, માણસ થીજી જાય તેટલી બધી ટાઢ હતી, આ દાવતમાં આપ જતા હતા. ત્યારે માર્ગમાં એક સાઈલ મળ્યા અને તેમણે ઓઢવા માટે કપડાંની માંગણી કરી, આપે તેને પોતાની કમ્બલ આપી દીધી, ફક્ત એક જ કપડાં ભેર આપ દાવતમાં પધાર્યા પીર અબુતુરાબે આટલી સખત ઠંડીમાં આપના શરીર ઉપર બીજું કપડું ન જોતાં પોતાના સેક્રેટરી સૈયદ અમીન મોહંમદને આપના માટે શાલ લાવવા હુકમ કર્યો અમીન મહંમદ વધારાની શાલ ઘરમાં તેમને જડી નહી. તેઓ મનોમન વિચારવા માંડયા કે હવે શાલ લાવવી ક્યાંથી ? આ મડાંગાંઠ સાથે તેઓ બહાર નીકળ્યા, બહાર આવી જોયું તો એક શખ્સ હાથમાં શાલ લઈ ઉભા છે. આપને જોઈ કહ્યું કે આ શાલ હું હજરત માહેઆલમ માટે લાવ્યો છું લઈ જાઈ તેમને ઓઢાડો સૈયદ અમીન મહંમદે આ શાલ લઈ જઈ હજરત માહેઆલમ (રહ.) ના શરીર ઉપર નાંખી દીધી. એ પછી બહાર આવી જોયું તો પેલા શખ્સ દેખાયા નહી. ઘણી શોધ ખોળ છતાં તેમનો પત્તો ખાધો નહી.

આપ ઘણા જ સખી હતા, ઘણી વેળા ઘરમાના વાસણ કુસણ અને કપડા પણ જરૂરિયાત વાળાઓમાં વહેંચી દેતા.

૧૪મી ઝિલ્કઅદ હિજરી ૧૦૦૩માં આપની વફાત થઈ ગુંબદે શાહિયાની પડોશમાં એક જુદી જગાએ આપની કબર છે, નૂર અઝ જહાં રફ્તથી વફાતની તારીખ નીકળે છે.

## સૈયદ મોહંમદ મકબૂલ (રહ.)

મકબૂલ આલમ લકબ હતો. પિતાજીનું નામ જલાલુદીન "માહે આલમ" અને માતાજીનું નામ આમેના બિન્તે નસરૂલ્લાહ હતું જન્મ હિ. સ. ૯૯૮ ઈ.સ. ૧૫૮૯માં થયો પિતાજીએ પોતાની વફાતના બે વર્ષ પહેલાંથી

ખિલાફત સજ્જાદગી અર્પણ કરી દીધી હતી. પોતે એક મહાન વિદ્વાન હતા. અસંખ્ય કિતાબો લખી છે. તેમાંની મશહુર "જમ્આતે શાહિયા" છે તેના સાત ભાગ છે જેમાં હઝરત શાહેઆલમ (રહ.)ના મલફુઝાત છે. બીજી એક કિતાબ આપે "લતાઈફે શાહિયા" પણ લખી છે જેમાં હઝરત શાહઆલમ (રહ.) એ બતાવેલ વિર્દ વઝાઈફ છે.

દરેક શુક્રવારે પાંચસો મેહમુદી સિક્કા (તે સમયના નાણાં )વહેંચતા હતા. દરેકને બે બે સિક્કા આપતા હતા.

૧૨મી રજબ ૧૦૪૫ ઈ.સ. ૧૬૪૫ માં વફાત થઈ હઝરત શાહઆલમ (રહ.)ના રોઝા પાસે સૈફખાને બંધાવેલા રોઝામાં આપની કબર છે. તેના ઉપર હઝરત મુહમ્મદ મુસ્તુફા (સલ) ના કદમ શરીફ છે. એથી આ કબર મુબારક કદમે રસૂલથી પણ પ્રચલિત છે.

✪ ✪ ✪

## સૈયદ જલાલુદીન મકસૂદ આલમ (રહ.)

પિતાજીનું નામ સૈયદ મોહંમદ મકબૂલ આલમ હતું ૧૫મી જમાદિઉલ આખર હિ. સ. ૧૦૦૩ ઈ. સ. ૧૫૯૪માં જન્મ થયો પિતાજી પાસેથી બાતિની ઈલ્મ અને સૂફીવાદ શીખ્યા. પિતાજીની ઘણી સેવા ચાકરી કરતા હતા. પિતાજીને સદા રાજી રાખવાનો પ્રયત્ન કરતા આ માટે બુઝુર્ગો અને ફકીરો પાસે દુઆ પણ મંગાવતા.

શાહજહાં બાદશાહ તરફથી શશ હજારીની પદવી મેળવી હતી. છતાં દિલ ફકીર સમાન હતું. રાત્રિનો મોટો ભાગ ઈબાદતમાં જ વિતાવતા પોતે એક અચ્છા શાયર પણ હતા. તખલ્લુસ 'રઝા' હતું નાત ઉપર લખેલી ઘણી રૂબાઈઓ મશહૂર છે. સૂફીવાદ ઉપરની રૂબાઈમાં પોતાની મતલબ નીચે પ્રમાણે પ્રદર્શિત કરી છે.

અઝ કસ્બે હુનર મુરાદ માલ અસ્ત અય દિલ,
વઝ ઇલ્મો અમલ ગરઝ કમાલ અસ્ત અય દિલ,
મતલૂબ ઝે આશકી વિસાલ અસ્ત અય દિલ,
મકસુદ ઝે હસ્તીઅમ જલાલ અસ્ત અય દિલ.

અર્થાત ઓ દિલ ! હુનર પ્રાપ્ત કરવો એટલે દૌલત મેળવવી. જ્ઞાન સંપાદન કરી તેનો અમલ કરવો એનો અર્થ પરાકાષ્ઠાએ પહોંચવું એવો થાય છે. આશીકીનો અર્થ (ખુદા સાથે) મુલાકાત એવો થાય છે, આપણી હસ્તીનું ધ્યેય પ્રકાશ (ખુદાને પામવું) એવો પણ છે.

૨૦મી રબીઉસ્સાની હિજરી ૧૦૫૯ ઇ.સ. ૧૬૪૯માં લાહોર ખાતે વફાત થઇ થોડા દિવસે અમાનત રૂપે ત્યાં જ દફન થયા એ પછી લાશ મુબારક અહમદાબાદ ખાતે લાવી ૨૭મી રજબે પિતાજીની બાજુમાં દફન કરવમાં આવ્યાં.



## સૈયદ જાફર બદ્રેઆલમ(રહ.)

પિતાજીનું નામ જલાલુદ્દીન મકસુદ આલમ છે ૧૨મી શાબાન હિ. સ. ૧૦૨૩ ઇ.સ. ૧૬૧૪માં જન્મ થયો. ઉચ્ચ કોટિના આલિમ હતા. હદીસ અને તફસીરમાં ઘણા નિપુણ લેખાતા હતા અસંખ્ય કિતાબો લખી છે.જેમાં 'રોઝાતે શાહ્યા' ઘણી મશહુર છે. જેના ૨૪ ભાગ છે. ૨૦ ભાગોમાં બુઝુર્ગોના હાલાત જીવન વૃતાંત છે અને બાકીના ચારમાં ભાગોમાં તફસીર, હદીસ અને અન્ય દીની બાબતો લખેલી છે. આ ગ્રંથના કેટલાક ભાગો હઝરત શાહેઆલમની દરગાહના વર્તમાન સજ્જાદા નશીન હઝરત મુસા મિયા રઝવીસાહેબ પાસે છે. પોતે એક અચ્છા કાતિબ લહિયા હતા.ઘણી જ ઝડપથી લખી શકતા હતા. ૫૪ કલાકમાં આખુ કુર્આન શરીફ લખીનાંખતા' હતા પોતે લખેલ કુર્આન શરીફ નો એક નુસખો સાથે જ સદા રાખતા હતા. એક રાત્રે તહજ્જુદની નમાઝ પછી દાદાજી હઝરત શાહેઆલમ (રહ.) ના રોઝા માં ફાતિહા ખ્વાની માટે ગયા, ત્યાં એકાએક એક

ફકીર મળ્યા અને આપના હાથથી લખાયેલ એક કુર્આન શરીફની માંગણી કરી, ફકીરે કહ્યું કે અત્યારે આપની પાસે છે તે કેમ આપતા નથી છેવટે તે આપી દેવું પડ્યું થોડીવારે તે ફકીર એવા ગુમ થઈ થયા કે ઘણી શોધ છતા મળ્યા નહી. દુનિયાદારીથી ઘણી જ નફરત હતી તબ્લીગ અને ઈબાદતમાં વધુ વખત ગાળતા.

આપના હાથથી લખાયેલ એક કિતાબ પીર મહંમદ શાહના કુતુબ ખાનામાં છે. આપના હાથથી (હી. સ. ૧૧૬૫માં ) લખાયેલ એક કિતાબ "આમાલે શાહિયા" ભરૂચના મર્હુમ કાઝી નુરૂદીન સાહેબના પુસ્તકાલયમાં હતી. આપે "સદાકીકાયતે શાહી" પણ લખેલ છે. તેમાં હજરત કુત્બેઆલમ અને હજરત શાહેઆલમ સંબંધીત ૧૦૦ કરામતને લગતી વાર્તાઓ છે.

વફાત ૯મી ઝિલ્હજ હીજરી ૧૦૮૫ (ઇ.સ. ૧૬૭૪) માં થઈ આપની કબર પિતાજી મકસુદ આલમની બાજુ કિબ્લા રૂખ છે.



# સૈયદ મોહંમદ મહબુબ આલમ (રહ.)

સૈયદ જાફર બદ્રેઆલમના સાહેબઝાદા હતા. હિ. સ. ૧૦૪૭ની ૨૦ રબીઉલ અવ્વલે જન્મ થયો. નાનપણથી જ યાદે ઇલાહીમાં મગ્ન રહેતા હતા. આપે લખેલ કિતાબો દીની ઉલુમમાં મહત્વ પૂર્ણ લેખાય છે.

આપે ફારસીમાં લખેલ "તફસીરિ અહલે બયત" અને અરબીમાં લખેલ "જલાલેન" કિતાબ ઘણી જ પ્રખ્યાત છે. હદીસ ઉપર લખેલ "ઐનતુલ્નુકાત ફી શરહ મિશ્કાત" કિતાબ પણ પ્રચલિત છે. આપે "મશારે કુલ અનવાર" નામના અરબી ગ્રંથનો ફારસીમાં તરજૂમો કર્યો હતો.આપે અશગાલ અને અહવાલ નામની કિતાબ લખી છે.

કહેવાય છેકે રમઝાન મુબારકમાં વિર્દ વઝાઈફ ઉપરાંત દરરોજ કુર્આને પાકના ૪૦ સિપારા પઢતા હતા આપના પ્રખ્યાત ખલીફા મૌલાના શેખ નુરૂદ્દીન

(રહ.)ફરમાવે છે કે જમાદિઉલ આખર માસમાં હઝરતે મને સંબોધીને કહ્યું કે હઝરત શાહેઆલમ (રહ.)ની ફાતિહા ખ્વાનીના દિવસે મારી (વફાત) વારી છે. પરિણામે તેજ દિવસે બિમારીમાં વધારો થઇ ગયો. ૧૯માં ચાંદે આખોદિવસ અસર સુધી તસ્બીહમાં મશ્ગુલ રહ્યા વારંવાર પુછતા કે મજલિસ શરૂ થઇ ? હાજરજનો કહેતા કે ઉલ્મા અને મશાઇખો આવે તો મજલિસ શરૂ થાય. મજલિસ શરૂ થવાની આપને ખબર આપવામાં આવી ત્યારે અહકરને બોલાવી કહ્યું કે સૈયદ જાફર મઝ્હર આલમને બુઝુર્ગોની જગાએ મજલિસમાં સ્થાન આપવામાં આવે તે મુજબ અમલ કરવામાં આવ્યો. હઝરત ઝિક્રમાં મગ્ન રહ્યા અને એજ હાલતમાં વફાત થઇ. વફાત હિજરી ૧૧૧૧ જમાદિલ અવ્વલની ૧૯મી તારીખે મોહમ્મદ બુદસાની શાહેઆલમ (મોહમ્મદબીજા શાહઆલમ હતા) ઉપરથી વફાતની તારીખ નીકળે છે. કુબ્બએ મકબુલિયામાં દાદાની બાજુમાં પુર્વ તરફ દફન થયા. ઉપર્યુક્ત ચાર બુઝુર્ગોની કબરો આ રોજામાં છે.

આ ઉપરાંત હઝરત શાહઆલમ (રહ.)ના વંશમાં હઝરત સૈયદ જલાલુદ્દીન હમીદ આલમ (હિ.સ. ૧૦૬૨ થી ૧૧૧૪) સૈયદ જઅફર મઝ્હર આલમ (હિ.સ. ૧૦૮૦ થી ૧૧૨૯) અને હઝરત સૈયદ મોહંમદ મહમુદ આલમ (રહ.) પોતાના સમયના મોટા મશાયખોમાંથી હતા. આ બુઝુર્ગોના મઝાર પણ હઝરત શાહઆલમ (રહ.)ના રોજા મુબારક નજીક છે.



## મો. શેખ મોહંમદ સુહર્વર્દી (રહ.)

મુલ્તાન ખાતે આપનો જન્મ થયો હતો. ઠઠ (સિન્ધ) થી ગુજરાત આવી વસ્યા હતા, શાહેઆલમ સાહેબના સસરા જામજોના આપના મુરીદ હતા. તેમની સાથે આપ ગુજરાત પધાર્યા. કુત્બેઆલમ (રહ.) અને શાહેઆલમ (રહ.)થી આપે ફ્યૂઝ મેળવ્યો હતો.

આપની વફાત ૧૪મી ઝિલ્હજ્જે થઇ. આપની કબર જામજોનાએ બનાવેલ લક્કડકોટ બહેરામપુરા કાઝીઓના કબ્રસ્તાનમાં જતાં નદિ કિનારે હતી.

આપની આજુ બાજુ હજરત શાહેઆલમ (રહ.)ના સાહેબઝાદા શાહ ભીકન, હજરત શાહેઆલમ (રહ.)ના અહલિયહ મુહતરમા બીબી મરગી, જામ જોના વગેરે દફન થયા હતા. અત્યારે આ કબરો ભગ્ન હાલતમાં છે. તેમાંની કેટલીક નામશેષ થઇ ગઇ છે. અહમદાબાદનું શહેર કાઝી ખાનદાન તેમનાં વંશજોમાંથી છે. મરામત તરફ કોઇએ ધ્યાન આપ્યું લાગતું નથી.

શેખ નૂરૂદીન અને કાઝી નિઝામુદીન વગેરે આપની ઔલાદમાંથી હતા.



## શેખ મુહંમદ નુરૂદીન (રહ.)

મખ્દુમુલ આલમ આપનો ખિતાબ હતો.અને ઉસ્તાદુલ કુલ ઇલ્કાબ હતો. પિતાજીનું નામ શેખ મોહંમદ સાલેહ હતું. ૧૧ મી સદી હિજરીના પ્રખ્યાત આલિમ હતા. આપનો જન્મ ૧૦મી જમાદિઉલ અવ્વલ હિજરી ૧૦૬૦ (ઇ.સ. ૧૬૫૦) માં થયો હતો. પ્રાથમિક શિક્ષણ પિતાજી પાસેથી મેળવ્યું બાળપણથી જ તેમનામાં ખુબ ચાલાકી હતી, તે એટલે સુધી કે ફક્ત સાત દિવસમાં (શેખ સાદી શિરાઝીની) ગુલિસ્તાન ખતમ કરી દીધી હતી, આપે સામાન્ય વિષયોનું જ્ઞાન મુલ્લા ફરીદુદ્દીન અહમદાબાદી અને અલ્લામા અહમદ બિન સુલેમાન કુર્દી પાસેથી મેળવ્યું. ઇલ્મે તજ્વીદ, અને હદીસમાં નિપુણતા ધરાવતા હતા. સુફીવાદ, હદીસ અને બીજા ધાર્મિક વિષયોનું શિક્ષણ હજરત શાહ મહબુબે આલમ પાસેથી પ્રાપ્ત કર્યુ. તરીકએ સુહરવર્દિયા અને અન્ય સિલસિલાઓની ઇજાઝત પણ આપ હજરત પાસેથી મેળવી હતી.

આપ પોતાના સમયના મહાન વિદ્વાન હતા, તેમનાથી અધિક વિદ્વતા ધરાવતો વિધ્વાન અહમદાબાદમાં તે વખતે કોઇ ન હતો. દૂર દૂરથી વિદ્યાર્થીઓ વિદ્યા પ્રાપ્ત કરવા આપ પાસે આવતા હતા. *

આપે આસ્ટોડીયા– જમાલપુર ખાતે એક વિશાળ મદ્રસો અને મસ્જીદ બંધાવ્યાની તારીખ **"મસ્જિદુન ઉસ્સિસ અલત્તકવા મિન અવ્વલિ**

---

*. તઝકિરએ ઉલ્માએ ગુજરાત હસ્તલિખિત.

મુલમીન" આયતમાંથી નીકળે છે. ઉપરાંત મદ્રસો અને મસ્જીદ બંધાયાનીતારીખ "**ફીહલ્હુદા લિલ આલમીન**" ઉપરથી નીકળે છે. □

આ મદ્રસો તૈયાર કરવામાં આપના એક શાર્ગિદ શેખુલઈસ્લામ મોહંમદ ઈકરામુદીને * એક લાખ ચોવીસ હજાર રૂપિયાનો ખર્ચ કર્યો હતો. આજુબાજુના મકાનો મદ્રસાના બાંધકામ માટે સારી એવી કીમતે ખરીદી લેવામાં આવ્યાં હતા. તેની શિલારોપણ વિધિ (પાયાં) ૧૧૦૨ હિજરીમાં કરવમાં આવી. લગભગ ૭ વર્ષ સુધી બાંધકામ કાર્ય ચાલુ રહ્યું જે ૧૧૦૯ હિજરીમાં સંપુર્ણ થયુ મદ્રસાનું નામ "મદ્રસએ હિદાયત બક્ષ" આપવામાં આવ્યું હતું સદરહુ મદ્રસામાં રહેનાર વિદ્યાર્થીઓને રહેવા ખાવાની સગવડ ઉપરાંત શિષ્ય વૃતિ પણ આપવામાં આવતી. તેનો લાભ લઈ મજકૂર જાણીતા સૂફી સંતના હાથ નીચે રહી મઝહબી તાલીમ હજારો શિષ્યો લઈ રહ્યા હતા. મવલૂદે શરીફ એટલે કે હઝરત મોહંમદ (સલ.) ના જન્મ દિવસની ઉજવણીના ખર્ચ માટે ચાંપાનેરના સાવલી પરગણામાં આવેલું મોજે લસુદ્રા ગામ મદ્રસાને ભેટ આપવામાં આવ્યું હતું. વળી હાજતમંદ વિદ્યાર્થીઓને વાપરવા રોકડ રકમ પણ આપવામાં આવતી હતી, કડી પરગણામાં આવેલું મેઠા ગામ તથા પાટણ પરગણાનું રણાસણ ગામ મદ્રસાને ભેટ ધરવામાં આવેલું.

---

□. મિરાત. એહમદી.

*મોહંમદ ઈકરામુદીન અહમદાબાદ સુબાના સદ્રનો ઉચો હોદ્દો ભોગવતા હતા. સદ્રની કચેરીમાં દીવાની અને ફોજદારી કજિયાઓની તપાસ થતી, પરંતુ સદ્રનું મૂખ્ય કામ ધર્માદા મિલકતો (વકફ) સરકારની વાધોટી ભરવામાંથી મુક્ત એવી જમીનો, ધર્માદા, ફંડો, ધર્માદા ખાતે અપાતા નાણાં અને સઘળાનો વહીવટ કરવાનું હતું

આસ્ટોડીયામાં આજેયઆ મદ્રસાના ખંડિયેર અવશેષો મૌજુદ છે. તેના વિશાળ ચોગાનમાં અત્યારે લોકો વસી ગયા છે. મદ્રસાના ચોરડાઓનો પણ રહેણાંક તરીકે અત્યારે ઉપયોગ થઈ રહ્યો છે.

ગુજરાત–હિન્દ ઉપરાંત આ મદ્રસામાં શામ, અરબ, ઈરાન, તુરાન વગેરે દેશોના વિદ્યાર્થીઓ પણ તાલિમ મેળવતા હતા, અફસોસ છે કે શહેર ઉપર મરાઠાઓના આક્રમણથી આ મદ્રસો વેરાન બની ગયો, મિરાતમાં છે કે (હિજરી ૧૧૭૦)માં ન તો મદ્રસો ન તો તેમાં તાલીમ મેળવતા વિદ્યાર્થીઓ છે, આ વિસ્તાર ઉપર મરાઠાઓએ કબ્જો કરી લીધો છે. •

આજ મદ્રસામા પ્રખ્યાત આલિમ મૌ. સૈયદ સઅદુલ્લાહ બિન સૈયદ મુર્તુજા બિલગરામી પણ તાલિમ આપતા હતા. રાત્રી ઈબાદતમાં વિતાવતા અને દિવસે દર્સ આપવાની સેવા બજાવતા, તેમની વફાત ૧૧૧૯ હિજરીમાં થઈ અને શાહભીખનનાં રોઝામાં મદફૂન થયા. ▪

હજરત નૂરૂદ્દીન (રહ.) અચ્છા લેખક અને સાહિત્યકાર હતા દરેક વિષય ઉપર આપે ગ્રંથો રચ્યા હતા. જેની સંખ્યા ૧૭૦ જેટલી થવા જાય છે, તેમાં ફારસી ભાષા કરતાં અરબી ભાષાની કિતાબો વધુ છે, પાઠ્ય પુસ્તકો ઉપરાંત ખાસ સૂફીવાદ ઉપર સુંદર ગ્રંથો આપે રચેલા છે સૌથી વધુ પ્રખ્યાત આપની તફસીર છે. સુરએ ફાતિહા ઉપર આપે ૧૨૦૦૦ (બાર હજાર) લીટી પંક્તિઓમાં તફસીર લખી છે. વળી પારએ અલીફ લામ મીમની તફસીર ૬૦૦૦૦ (સાઈઠ હજાર) લીટીમાં લખી છે. આપે લખેલ "ઈલ્હામીયા"ની કલમી પ્રત પીર મોહંમદ શાહ લાયબ્રેરીમાં છે., આ રિસાલો ઈત્તબાત વાજિબ તૌહીદ ઈત્તેબાએ સુન્નત, વગેરે સંબંધિત છે, એના ઉપર આપના પુત્ર કાઝી મોહંમદ નિઝામુદ્દીનની મહોર લાગેલી છે. તફસીર સૂરએ ફાતિહાની કલમી –હસ્ત લિખિત પ્રત પણ પીર મોહંમદ શાહ લાયબ્રેરીમાં છે. આ ઉપરાંત નુરૂલકારી શરહ સહીહ બુખારી, હાશ્યા કદીમાં બર હાશ્યા કદીમા, હાશ્યા શરહ મવાકિફ, હાશ્યા શરહ મકાસિદ, હાશ્યા શરહ મતાલિઅ, હાશ્યા શરહ તલ્વીહ હાશ્યા શરહ જામી, હાશ્યા તરીકુલઉમમ,અને હાશ્યા કુસુલ્હકમ નામના આપના ગ્રંથો પ્રખ્યાત છે.

▪. મિરાતે એહમદી ભા. ૧. પૃષ્ઠ ૩૭૪, કલકત્તા એડીશન.
•. મઆસિરૂલકિરામ ભા. ૧. પૃષ્ઠ ૧૦૮ આગ્રા એડીશન

આ ઉપરાંત આપે તહ્ઝીબુલ્મન્તિક અને કુબ્રી ઉપર પણ શરહ લખી છે. આખા કુર્આને પાકની તફસીર ઉપરાંત તફસીરે નૂરાની અલ્બએ અલમસાની અને શરહ બયઝાવી અને સૂરએ બકર ઉપર તફસીર લખી છે. *

હઝરત મોલાના અબ્દુલ્હયામ યાદે અય્યામમાં આપ વિષે લખે છે કે "મોલાના નૂરૂદ્દીન બિન મહંમદ બિન મહંમદ સાલિહ અહમદાબાદી ને અગ્રગણ્ય આલિમોની હરોળમાં મૂકી શકાય છે કે જેમણે પોતાનું આખું જીવન ઇલ્મી સેવા પાછળ ખર્ચી નાખ્યું. આપે દુનિયાની લોભ લાલચ કદિ રાખી ન હતી !"

આપે પોતાના અંગત વપરાશ માટે શાહી વજીફાઓનો કદિ સ્વીકાર કર્યો ન હતો, સોના ચાંદીનેય કદિ હાથ અડકાડ્યો ન હતો. દીની શિક્ષણ આપવામાંથી જે સમય બચતો તે ઇબાદત–રિયાઝતમાં વિતાવતા દરરોજ એક વખત કુરાન મજીદ ખતમ કરતા હતા. દરરોજ રાતે બે વેળા તહજ્જુદની નમાઝ અદા કરતાં રાતે સૂતી વખતે પડખુ બદલતા ત્યારે એક હજાર વાર તહલીલ અને એક હજાર વાર દુરૂદ શરીફ પઢતા*

૯મી શાબાન ૧૧૫૫ હિજરી (ઇ.સ. ૧૭૯૨)માં આપની વફાત થઇ. "વારિસે અહલેબયત" શબ્દો ઉપરથી વફાતની તારીખ નીકળે છે. અમદાવાદમાં આસટોડિયા ખાતે આપના મદ્રસાના ચોગામાં જ આપ મદફુન થયાં.



* યાદે અય્યામ

* તારીખે ઉલ્માએ ગુજરાત

# શેખ મોહંમદ સાલિહ (રહ.)

આપનું નામ શેખ મોહંમદ સાલિહ ઉર્ફે પીર બાબા હતું. તખલ્લુસ ઇરફાન હતું. પિતાજી મોલાના શેખ નુરરૂદ્દીન (રહ.)પાસેથી ઇલ્મવિધ્યા ગ્રહણ કર્યા ૭ વર્ષની નાની વયે જ કુઆને પાક તજવીદ સાથે હિફઝ કર્યું. શહેર સુબા મોહંમદ આઝમે આ સાભળ્યું ત્યારે અત્યંત રાજી થઇ વિરમગામ તાલુકાનું તાજપુર ગામ જાયદાદમાં આપને ભેટ આપ્યું. મુહંમદ ફર્રૂખસેર બાદશાહ અને મોહંમદ શાહ બાદશાહના શાસન કાળ દરમિયાન દિલ્હી તેડાવવામાં આવ્યાં તેમાણે વાટ ખર્ચના રૂા. બે હજાર ઉપરાંત બીજા બે હજાર અને હાથી, ઘોડા ભેટ ધર્યા જ્યારે પણ દિલ્હી જતા ત્યારે આજ રીતે આપને સન્માન્વામાં આવતા.

આપની વિદ્વતાના તમામ બુઝુર્ગોએ ગુણગાન ગાયાં છે.

આપે પોતાના પુસ્તક "નુરૂલ્ઇરફાન" નામના પોતાના પુસ્તકમાં મદ્રસા હિદાયત બક્ષ આસ્ટોડીયાની તારીફમાં વૃતાન્ત લખેલ છે,આપનું બીજુ પુસ્તક "તોહફતુલ ઇરફાન" ઘોડાઓને કઇ રીતે રાખવા તે માટે ૪૦ હદીસોનો સંગ્રહ છે. તે સમયમાં ઘોડાઓનો વપરાશ વધારે હતો એથી આ કિતાબ લખવાની જરૂરિયાત ઉભી થઇ હશે.આ ઉપરાંત કેટલીક અરબી કિતાબોના હાસ્યા આપે ફારસી ભાષામાં લખેલ છે. આ ઉપરાંત "અહવાલ વ અકવાલ બુઝુર્ગાન" સંતપુરૂષોના વૃતાન્ત ઉપર પણ આપે એક કિતાબ લખી હતી.

છઠ્ઠી જમાદિઉલ્આખર હિજરી ૧૧૪૭ દિલ્હી ખાતે વફાત થઇ. પવિત્ર શરીર દિલ્હીથી અહમદાબાદ લાવવામાં આવ્યું આપ આસ્ટોડીયા ખાતે પિતાજીની બાજુમાં જ દફન થયા. "મુરાદ બખ્શ" શબ્દો ઉપરથી આપની વફાતની તારીખ નીકળે છે. આપની કબર ઉપર ન્યાઝ તરીકે મીઠી ધુલી ચઢાવવામાં આવે છે.

મહંમદ શાહ તરફથી મહીજ ગામ જી. અમદાવાદ જાગીર તરીકે ભેટ ધર્યું હતું. આપને પાંચ પુત્રો અને ત્રણ પુત્રીઓ હતી.

# કાઝી મોહંમદ નિઝામુદ્દીન ખાન (રહ.)

આપ શેખ નુરૂદ્દીનના બીજાપુત્ર હતા. બચપણથી વિદ્યાનો શોખ હતો.કુઆને શરીફના હાફિઝ હતા. મોટા હદીસ વેત્તા હતા. ગણિત શાસ્ત્ર પણ સારી રીતે જાણતા હતા. પોતે સાહિત્યકાર ઉપરાંત કવિ હતા. હિજરી ૧૧૫૧ માં ઇ.સ.૧૭૩૮ અહમદાબાદના કાઝી તરીકે આપની નિમણુંક થઇ હતી. શરીઅતના હુકમો–આજ્ઞાઓના પાલન માટે સદા ન્યાય નજર સમક્ષ રાખતા હતા. હિજરી ૧૧૬૩માં શાહપુરમાં હિન્દુઓએ વિના પરવાનગીએ મસજીદની બાજુમાં મંદિર ઉભું કરી દીધું. નમાજના સમયે તેઓ ઘંટ વગાડવા માંડ્યાં અને મસ્જીદના મુઅઝ્ઝિનની કનડગત કરવા લાગ્યા. કાઝી સાહેબે પોતેજ ત્યાં હુમલો કરી મંદિરનો નાશ કર્યો*

આપના રચેલા ગ્રંથો માં રિસાલએ ફઝીલતે ઇલ્મ મીઝાનુસ્સાઅત, અને રિસાલએ કહવ પ્રખ્યાત છે. કાવો અકબરના સમયમાં હિન્દુસતાનમાં સૌ પ્રથમ લાવવામાં આવ્યો. પાછળથી કાવો પીવો કે ન પીવો એ વિષય ઉપર વિદ્વાનોમાં ગરમા ગરમ ચર્ચા ચાલી હતી તેથી એક કાઝીની રૂએ આપે તેના ફાયદા અને ગેરફાયદા વિષેનો ચૂકાદો આપ્યો હતો, 'રિસાલએ મિઝાન ઊલ્સાઅત પણ લખ્યુ છે. તેમાં કલાક, ઘડી પળ વગેરેનો હિસાબ કરી આપે નમાજના સમય નિયત કર્યા હતા.

આપના પુસ્તકાલયમાંથી બિરૂનીની એક હસ્ત લિખિત કિતાબ હાથ આવી હતી. જેનું નામ ગુર્રતુલ્અઝિજ હતું. આ કિતાબ પંડિત જયાનંદ બનારસીની સંસ્કૃત કિતાબનું અરબીમાં ભાષાંતર છે. બિરૂનીએ આ ભાષાંતર કર્યું હતું. બિરૂનીએ જે કિતાબો પ્રખ્યાત છે તેમા આ કિતાબનું નામ જોવા મળતું નથી, એથી તેની મહત્વતા વધી જાય છે, લગભગ ૯૫ જેટલા તેના પૃષ્ઠ

* મિરાતે એહમદી




ઉપર કાઝી નિઝામુદ્દીનખાની મહોર મારવામાં આવી છે. જે પીર મોહંમદ શાહ લાયબ્રેરીમાં છે.

વિદ્વતાની દ્રષ્ટિએ કાઝી સાહેબ ઉચ્ચ દરજ્જાના વિદ્વાન હતા. લોકો તેમને બહુમાન આપતા હતા તે સમયના સુલ્તાનનું પણ તેમના તરફ સુંદર વર્તન હતું. મોભાદાર શખ્સ હતા.

૧૨મી ઝિલ્કઅદ ૧૧૯૫ હિજરીમાં આપની વફાત થઈ આસ્ટોડીયા ખાતે મદ્રસામાં પિતાજી શેખ નુરૂદ્દીનની બાજુમાં જ મદફુન થયા.

## હજરત શાહ અસદુલ્લાહ (રહ.)

આપના પિતાજીનું નામ શાહ મુજીબુર્રહમાન હતું. આપ હઝરત સુલ્તાન હાજીબુદ (રહ.)ના વંશ જ બુઝુર્ગોમાંના પ્રથમ બુઝુર્ગ છે કે જે અહમદાબાદ આવી વસ્યા, આપ કાદરીયા સિલ્સિલાથી સંબંધિત હતા. શાહજહાંના સમયમાં આપ અહમદાબાદ પધાર્યા હોવાના અહેવાલ તવારીખમાં મળે છે. આપનો મઝાર હઠીસીંગ મંદિરની વાડી પાછળ છે. ૧૭મી જમાદીઉલ અવ્વલે ઉર્સ થાય છે.

## હઝરત સૈયદ શાહ મુહિબ્બુલ્લાહ (રહ.)

આપ હઝરત શાહ અસદુલ્લાહ (રહ.)ના સુપુત્ર હતા, આપ કામિલ વલી શખ્સ હતા.

આપનો મઝાર મુબારક ગાયકવાડ હવેલીના કોટ સાથે જોડાયેલ ખુલ્લા પ્લોટ ઉપર છે. (સૈયદવાડનો વિસ્તાર પૂરો થતા સામેના ભાગે) જૂના રેકર્ડમાં આ પ્લોટ શાહ મેહબુબુલ્લાહના કબ્રસ્તાન તરીકે નોંધાયેલ છે.

આપનો ઉર્સ ૨૫ મી શવ્વાલે થાય છે.

## હઝરત સૈયદ અલી (રહ.)

આપ શાહ મેહબુબુલ્લાહ (રહ.)ના ફરજંદ હતા. શરીઅતની નખશીખ આપ પાબંદી કરતા હતા. પ્રેમ દરવાજા પાસેની મસ્જીદમાં સહેનની બાજુમાં આપનો મઝાર છે. આ મસ્જીદ આપના નામથી 'સૈયદ અલી' ની મસ્જીદ તરીકે ઓળખાય છે. ૨૫ મી શવ્વાલે ઉર્સ થાય છે..

## હઝરત સૈયદ અસ્કરી (રહ.)

રાયખડ સૈયદવાડની મસ્જીદમાં આપનો મઝાર મુબારક છે. આપના નામથી આ મસ્જીદ ઓળખાય છે.

આપ કામિલ વલી શખ્સ હતા. ઈબાદત ગુઝાર પણ હતા.હંમેશા સાચી વાત કહેતા ખચકાતા ન હતા. નિજના કે પરાયા સાથે ન્યાયથી જ વર્તતા. રાત દિવસ ઝિક્ર–ફિક્રમાં પરોવાયેલા રહેતા.

આપનો મઝાર મસ્જીદના સહન સામે જ છે. અકીદત મંદોએ ઈ.સ. ૧૯૧૬ મા આપના મઝાર ઉપર ગુંબદ બંધાવ્યો.*

૧૭મી રજબે આપનો ઉર્સ થાય છે. આપના સાહબઝાદા સૈયદ સૈયદમીયા આપની પાસે જ મદફુન છે.

## હઝરત સૈયદ કાસિમ (રહ.)

આપ હઝરત ઉસ્માન શમ્એ બુરહાની (રહ.) ના વંશ જ અને શાહ મહેબુબુલ્લાહ (રહ.) ના નવાસા હતા. માતાજીનું નામ બીબી રાજી શરીફા હતું. નાનાજી પાસેથી જ તાલિમ–તર્બિયત પામ્યા.

૨૮ મી શવ્વાલ ૧૧૪૧ હિજરીમાં વફાત થઈ. સૈયદવાડા પાસે મઝાર શરીફ એક ચબુતરા ઉપર છે. તેનુ તાવીજ સંગેમરમરનું છે. બાજુમાં આપના માતાજી મદફુન છે. ૧૧ મી એ ઉર્સ થાય છે.

* મુલ્લાને ફ્રુદ

# હઝરત સૈયદ મહમદ અલી (રહ.)

મૂળ અહમદાબાદના જ રહેવાસી હતા. ભર યુવાનીમાં જ દુનિયાનો ત્યાગ કરી ઝિક્ર અને ફિક્રમાં પરોવાયા, આપ શરીઅતના ચૂસ્ત પાબંદ હતા, નમાઝ જમાઅત સાથે જ અદા કરવાના ઘણા આગ્રહી હતા. આપ ફરમાવતા કે જમાઅત અને પાબંદી વિનાની નમાઝ એ તો પોતાના મનની મરજી મુજબની જ નમાઝ છે. આપ પોતાના જીવન કાળમાં ત્રણ વખત હજ્જે બયતુલ્લાહ અને મદીના શરીફની ઝ્યારત મુશર્રફ–પાવન થયા હતા. આપે યુવાન વયથી લઈ વફાત સુધીના બધાજ વર્ષો જમાલપુર રોડ, પગથીયા સામેની અફઝલખાન બુન્યાની ની મસ્જીદમાં ઈબાદત અને લોકોની ઈસ્લાહ સુધારણા કરવાના કાર્યમાં વિતાવ્યા.
* ૭ મી સફર ૧૧૫૪ હિજરીના રવીવાર ના દિવસે આપની વફાત થઈ, આજ મસ્જીદમાં આપ હઝરત નો મઝાર મુબારક છે આ મસ્જીદ આપના નામથી અત્યારે મહંમદ અલીની મસ્જીદ તરીકે ઓળખાય છે.



* અબ્દુસસમદ બિન મહમૂદ ઉર્ફે અફઝલખાં બુન્યાની મહંમદ શાહ બીજાના વઝીર હતા, અબ્બાસી ખાનદાનના વંશ જ હતા આપ વિદ્વાન અને અગ્રગણ્ય વ્યક્તિ હતા. ૯૬૧ હિજરીમાં શહાદત પામ્યા

# શાહ અલીજી ગામધણી (રહ.)

રિફાઈ સિલ્સિલાના સ્થાપક હઝરત સૈયદ અહમદ કબીર રિફાઈ (રહ.) ના આપ વંશ જ અને સુલ્તાન શાહ અલીજી ગામધનીનો જન્મ ૮૯૭ હિજરીમાં થયો. આપનું મૂળ નામ મુહમ્મદ હતું.

આપ સ્વભાવે નમ્ર દયાળુ અને મિલનસાર હતા. ખેતી કરી પોતાનો જીવન નિર્વાહ ચલાવતા હતા, રાત દિવસ ઈબાદતમાં જ વિતાવતા. ગુજરાતના પ્રાચીન કવિઓમાં આપની ગણના થાય છે, હિન્દી ભાષામાં આપનું એક દિવાન છે, આ કાવ્ય સંગ્રહને "મજમુઆ જવાહિર અસરારૂલ્લાહ." નામ આપવામાં આવ્યું છે. બહુધા તેમાં નસીહતો છે. તૌહિદના રંગમાં આપ એટલા બધા રંગાઈ ગયા હતા કે તૌહીદ સિવાયની બીજી કોઈજ વાત આપને ગમતી ન હતી, ૯૭૦ હિજરીમાં વફાત થઈ. મિરાતે અહમદી આપની વફાત ૯૭૦ હિજરી ૧૪ મી જમાદિઉલ અવ્વલ જણાવે છે. ૧૮ મી સફરે આપ હઝરત નો ઉર્સ થાય છે. જમાલપુર રોડ, દારૂલ ઉલૂમ શાહેઆલમ સામે આપનો મઝાર મુબારક છે. આપના પૌત્ર નાદિરૂલ્લાહ (રહ.) નો મઝાર પણ અહીં છે. વળી આપ હઝરતના મઝાર મુબારકના કંપાઉન્ડમાં શૈખ અબ્દુલકાદર અલ અમૂદી અર્રિફાઈ (રહ.) શૈખ સઈદ અલ અમૂદી (રહ.) ની કબરો આવેલ છે.

# શેખ ઉમર બિન મુહંમદ અલી (રહ.)

આપ મુહંમદ અલ અમૂદી (રહ.) ના ફરઝંદ હતા. આપ પોતાના પિતાની અહમદાબાદ ખાતેની તથા કકથી ધરમપુર (વલસાડ) ખાતેના ખાનકાહની સજ્જાદાનશીની પદવીએ નિયુક્ત થયા હતા. આપ શરીઅત અને સિરાતે મુસ્તકીમના પાબંદ હતા. આપ ગાયકવાડ સરકારના જમાનામાં શહીદ થયા, ગાયકવાડ હવેલીમાં જ આપનો મઝાર મુબારક છે.

## હઝરત શાહ અબ્બાસ (રહ.)

મંજોરીમાં બાવા લઅલોઇના કબ્રસ્તાન સામે કેલિકોમીલ પાછળ નદી કિનારે આપ હઝરતનો મઝાર મુબારક છે. આપ મર્દે કામિલ અને સાહિબે સુલુક શખ્સ હતા. આપે કેટલીક કિતાબો પણ લખી છે. આપનો સિલ્સિલએ નસબ સાદાતે મશહદિયા રઝવીયા સુધી પહોંચે છે. આપ ૧૦૨૦ હિજરીમાં અહમદાબાદ પધાર્યા. મક્કા શરીફ હજ કરવા અર્થે ગયા ત્યારે ત્યાં પાંચ વરસ આપે ઈબાદતમાં ગુઝાર્યા હતા. આપની વફાત ૧૦૬૩ હિજરીમાં થઇ.

## શેખ અલી રઝા સરહિન્દી (રહ.)

મૂળે સરહિન્દ શરીફના વતની હતા. નકશબંદી સિલ્સિલાની ખિલાફત પોતાના બુઝુર્ગ પાસેથી જ મેળવી, ઉપરાંત મિયાં શેખ યહ્યા ચિશ્તી મદની (રહ.) થી પણ ખિલાફત મેળવી, સાહિબે ઝૌક અને સાહિબે હાલ બુઝુર્ગ હતા. કવ્વાલી સાંભળતા ત્યારે વજદ છવાઇ જતો. કેટલીક તો કવ્વાલી સાંભળતી વેળા એટલા બધા પ્રભાવિત બની જતા કે આંખોમાંથી ચોધાર આંસુઓ વહેવા માંડતા. ઈબાદત અર્થે રાત્રિ જાગરણ કરતા દિવસે બહુધા રોઝા રાખતા ખુદાપાકે આપ હઝરતને દોલતથી પણ નવાજયા હતા છતા સદા સાદુ જીવન જીવતા, ગરીબ-હાજતમંદોને છુટા હાથે દાન દેતા. દક્કની ઉમરાવોમાંના કેટલાક ઉમરાવો આપના અમીર હતા.

૧૧૭૨ હિજરીની ૧લી ઝિલ્કઅદે આપ હઝરતની વફાત થઇ. રીલીફ રોડ કૃષ્ણ ટોકીઝની બાજુમાં આપનો મઝાર છે. આપના મોટા પુત્ર હઝરત મહંમદ શાહે આપના મઝાર ઉપર ગુમ્બદ બંધાવ્યો. મહંમદ શાહ મોટા આલિમ અને ખુશનવેસ-મરોડદાર અક્ષરવાળા લહિયા હતા.

હઝરત અલી રઝાના એક ખલીફા સૈયદ શાહ ગુલામ હસન કાદરી (રહ.) નો મઝાર ઓરંગાબાદમાં છે.

# શેખ એહમદ કુર્દી (રહ.)

આપના પિતાજીનું નામ સુલેમાન હતું. કુર્દિસ્તાનનાં રહેવાસી હોવાથી કુર્દી તરીકે ઓળખાય છે.

શેખ અહમદે પિતાજી મૌ. સુલેમાન પાસેથી પ્રાથમિક શિક્ષણ મેળવ્યું. આપના ઉસ્તાદોમાં મૌલાના વલીમહંમદ, શેખ ફરીદ, શાહ ફવાદ દયાનતખાં, મૌલાના મહંમદ શરીફ વગેરેની ગણના થાય છે.

આપ મહાન વિદ્વાન હતા. આપે ઘણી કિતાબો લખી છે. ઈલ્મે કલામમાં "કુયુઝુલ્કુદ્દુસ" આપની પ્રખ્યાત કિતાબ છે. તે ઈલ્હામે ગેબી ગણાય છે, અલ્લામાં તફ્તાઝાનની પ્રખ્યાત કિતાબ શર્હે મકાસિદનો હાશ્યો આપે લખેલ છે. તે પીરમોહંમદશાહ લાયબ્રેરીમાં છે. આપની એક કિતાબ હાશ્યા શર્હ મકાસિદ અલ્હવાવી અલ્મદીના અલીશાહ ઈબ્નેહજર હૈદ્રાબાદની આસિફીયા લાયબ્રેરીમાં છે.

આપની વફાત ૧૦૮૭ હિજરીમાં થઈ. * આપની તથા આપના પિતાજીની કબરો મુસા સુહાગ મઝારની પાછળ છે.

આપના વંશજો આગળ જતાં કાઠિયાવાડ–સૌરાષ્ટ્રના કુતિયાણા ખાતે જઈ વસ્યા હતા. ૧૯૪૭ ભાગલા પછી તેઓ પાકિસ્તાન ચાલ્યા ગયા.

# સૈયદ મોહંમદ મુરાદ મશહદી (રહ.)

આપ હઝરત સૈયદ મહેબૂબે આલમ (રહ.) સાદાતે શાહિયા બુખારીના શાગિર્દ હતા. આપ હઝરત પાસેથી જ રૂહાની દરજ્જા પ્રાપ્ત કર્યા. આપ મહા વિદ્વાન હતા, આપની કરામતો અસંખ્ય છે.

નવતાડ–ધીકાંટા ખાતે આપ હઝરતનો મઝાર મુબારક છે.

* યાદે અય્યામ

# સૈયદ કુત્બુદ્દીન કાદરી (રહ.)

આપ હઝરતનો વંશીય સિલ્સિલો હઝરત અબ્દુલવહ્હાબ બિન સૈયદના અબ્દુલકાદિર જીલાની ગૌસુલ્આઝમ (રહ.) સુધી પહોંચે છે.□

આપે દાદાજી હઝરત અબૂલ્હસન અને પિતાજી હઝરત મુહંમદ (રહ.) પાસેથી પ્રાથમિક તેમજ ઉચ્ચ દીની તાલીમ પ્રાપ્ત કરી કાદરીયા-સિલ્સિલાની ખિલાફત મેળવી.

આપ હઝરત કચ્છથી ઇન્દોર હિજરત કરી ગયા ત્યાંથી ગુજરાત ના સુલ્તાન બહાદુર શાહ આગ્રહ કરી અહમદાબાદ લઈ આવ્યા

સોનીનો વ્યવસાય કરતી જ્ઞાતિએ આપના હાથે ઈસ્લામ અંગીકાર કર્યો હતો તેઓએ પણ આપની સાથે અહમદાબાદ આવી વસવાટ કર્યો તો. પ્રારંભમાં આ સોની લોકો સોદાગરની પોળ—જમાલપુરમાં વસતા હતા. આ સોનીઓના વંશજો આજેય છોટા ઉદેપુર તરફના ગામડામાં વસે છે.

આપે અહમદાબાદ આવી અત્યારે આપનો મઝાર છે તે વિસ્તાર પસંદ કર્યો ત્યારે આ જગા ખાડા વાળી હતી. તેથી વિસ્તાર જમાલપુર ખાડીયા તરીકે ઓળખાય છે.

આપ હઝરત મોઢા ઉપર નકાબ નાંખતા હતા. આપનો ચહેરો ઘણા જ ઓછા લોકોએ જોયો છે, આપનો ચહેરો હઝરત પીરાનપીર ગૌસુલ્આઝમ (રહ.) ને મળતો આવતો હતો તેથી પીરાનપીર તરીકે આપ પ્રસિધ્ધ થયા.

સુલ્તાન મહંમદ શાહ ત્રીજાના સમયના અગ્રગણ્ય આલિમો અને બુઝુર્ગોમાં આપ હઝરતની ગણના થતી હતી.*

આપનો મઝાર મુબારક રાયખડમાં ખાન જહાનના આરા પાસે છે. પીરાનપીરના મઝાર તરીકે પ્રખ્યાત છે. પાસે જ પૌત્ર અબ્દુલ ખાલિકનો મઝાર છે. આપને ધોળકા તાલુકાના ખાનપુર તેમ જ ચુહાર ગામો જાગીર તરીકે ભેટ ધરવામાં આવ્યા હતા.

દર વર્ષે ૧૧મી શરીફ ઉપર આપનો ઉર્સ થાય છે.

□. મિરાતે અહમદી  * મિરાતે સિકંદરી

# કાઝી અલાઉદ્દીન ચિશ્તી (રહ.)

આપના પિતાજી શેખ અબ્દુર્રહીમ બિન શેખ મોહંમદ સિદ્ધિયાના હતા, ત્યાથી રાધનપુર આવી વસવાટ કર્યો, કાઝી અલાઉદ્દીનનો જન્મ પણ રાધનપુરમાં ૯૫૦ હિજરીમાં થયો.

આપે ઉચ્ચ તાલીમ તેમ જ સૂફીવાદનું જ્ઞાન હઝરત હસન મોહંમદ ચિશ્તી (રહ.) પાસેથી મેળવ્યું પોતાના સમયના પ્રખ્યાત આલિમ હઝરત મૌલાના ઇમાદુદ્દીન તારમી (રહ.) પાસેથી પણ ઇલ્મ સંપાદન કર્યો હતો હઝરત શાહવજીહુદ્દીન અલવી ગુજરાતી (રહ.) નો પણ સમાગમ મેળવ્યો હતો. આપ કેટલાક પુસ્તકોના કર્તા છે. જેમકે રિસાલાએ સમા, દીબાચએ કાનુન, તવક્કુલ વગેરે

શાહપુરમાં મજાર છે, ૧૪ રબીઉસ્સાની હિજરી ૧૦૦૨માં વફાત પામ્યા.



# શેખ ઇસા ચિશ્તી (રહ.)

બાદશાહ જહાંગીરના સમયમાં અહમદાબાદ ખાતે પધાર્યા હજરત હસન મોહંમદ ચિશ્તી (રહ.)ના ખલીફા હતા.

આપ સૂફી હોવાં છતા હિન્દી ભાષાના ઉત્તમ કવિ પણ હતા, હઝરત સાહિબે કરામત બુઝુર્ગ હતા વફાતની સાલ મળતી નથી.

દરિયાપુર લૂણસાવાડામાં આપનો મજાર છે.



# ૯. માંઈ ફતેહ શાહ (રહ.)

સુલતાન મોહંમદ બેગડાના અમીર હજરત શેખ અબ્દુલતીફ ઉર્ફે દાવલશાહ પીર (રહ.) ના પાક દામન બીબી–પત્નિ હતા.

કહેવાય છે. કે જયારે દાવલશાહની શહાદતના સમાચાર સુલતાન બેગડાએ આપને કહેવડાવ્યા. ત્યારે પરદામાંથી જવાબ આપ્યો કે મારા સુહાગની ચૂડીઓ હું ફોડી ચૂકી છું ( કશફથી આપને આ શહાદતની જાણ થઈ ચૂકી હતી.)

આપની વફાતની તારીખ મળતી નથી શાહપુર દરવાજા બહાર છોટાલાલની ધર્મશાળા પાછળ આપનો મઝાર છે. પાસે જ સાહબજાદી બીબી રાજેમાનો મઝાર છે. ૧૩મી ઝીલ્કાદે ઉર્સ થાય છે.

✪✪✪

# પીર મશાયખ ચિશ્તી (રહ.)

શેખ પીરમોહંમદ મશાયખ ચિશ્તી (રહ.) નો જન્મ ૧૩ માહે રબીઉલ આખર ૧૦૬૦ હીજરીમાં પાટણ પાસેના જંત્રાલ ગામે થયો, દાદાજી મશાયખ બિન રહમતુલ્લાહ મૂળ લાહોરના હતા, આપનું કુટુંબ કડીમાં આવી વસ્યું પિતાનું મુબારક નામ ફાઝિલ શાહ હતું.

આપનો વંશીય સિલસિલો હજરત ઈમામ જાફર સાદિક (રહ.) ના ફરઝંદ હજરત ઈમામ ઈસ્માઈલ સુધી જઈ મળે છે. ખિલાફતનો સિલસિલો હજરત શેખ ફરીદુદીન ગંજશકર (રહ.) પાસે જઈ મળે છે. આપ (રહ.) એ ચિશ્તી સિલસિલાથી ખિલાફત હજરત તાજુલ સાહેબ ચિશ્તી (રહ.) પાસેથી મેળવી હતી કડી ખાતે જ ઉછેર થયો, એ પછી અહમદાબાદ માં આવી વસ્યા.

૮ વર્ષની નાની વયે જ પિતાજીની વફાત થઈ, પિતાજીના મુરીદો અને આસ્થાળુઓની સંખ્યા ઘણી વિશાળ હતી, ૨૦ વર્ષની ઉંમર સુધી આપ (રહ.)

કશો ઈલ્મ કે માર્ગદર્શન–રાહબરી મેળવી શક્યા નહી એથી મુરીદોને પણ શું આપી શકે ? તેઓમાં જહાલત અને અંધશ્રદ્ધા વ્યાપ્યા હતા તેમની આ હાલત જોઈ હઝરતનું દિલ ઘણું જ અકળાતું કહેતા કે લોક સુધારણા માટે મારી પાસે પણ ક્યાં છે જ નહી કે હું આપી શકું. છેવટે ખુદાના દરબારમાં આ માટે અરજ કરી કે ખુદાયા ! તુ મને ઈલમથી તથા તારી મઅરિફતથી નવાઝી દે. તારી મારા ઉપર રહમત ન થાય ત્યાં સુધી હું શું કરી શકુ તેમ છું ★

એક સ્થળે આપ (રહ.) લખે છે.

ઉસે ફઝલ કરતે નહી લગતી બાર
ન હો ઉસસે માયુસ ઉમ્મેદવાર

છેવટે આપ હઝરતની દુઆ દરબારે ઈલાહીમાં મકબુલ થઈ એક રાત ખ્વાબમાં નબીએ કરીમ (સલ.)ની ઝિયારત નસીબ થઈ આપે જોયું કે નબી (સલ.) પોતાની લબે મુબારક પોતાની જીભ સાથે અડકાડી રહ્યા છે. જાગૃત થયા ત્યારે આપનામાં મુરીદોની ઈસ્લાહ–સુધારણા કરવાનું કામ શરૂ કર્યું. દુર થી આપ હઝરત પાસેથી ફૈઝ મેળવવા લોકો આવવા માંડ્યા પોતાના સમયમાં આપ મુજદ્દીદ ગણાતા હતા.

શહેનશાહ ઔરંગઝેબ આલમગીર આપનો આસ્થાળુ હતા. આપની કેટલીક કરામતોથી તે ઘણા પ્રભાવિત થયા હતા.

એક વેળા હઝરત દક્કનમાં શોલાપુર પધાર્યા હતા. ત્યારે શહેનશાહ ઔરંગઝેબે બીજાપુર ઉપર હુમ્લો કર્યો આ હુમલામાં બાદશાહ સાથે આપ શરીક થયા ઘણા પ્રયાસો છતા સફળતા જીત મળતી ન હતી છેવટે બાદશાહે આપ હઝરતને દુઆ કરવા વિનંતી કરી આપે દુઆ પછી બાદશાહને શુભ સમાચાર આપતા કહ્યું કે જુમેરાતની રાત્રે ભારે વરસાદ પડશે અને જેથી ઝિલ્કાઅદે બાદશાહ જીત મેળવશે પરિણામે હઝરતની આગાહી મુજબ વરસાદ પડ્યો અને બીજાપુર જીતાયું આજ રીતે ગૌવલ કુંડાની જીત પણ આપ હઝરતની દુવાઓના પ્રતાપે જ મળી હતી, બાદશાહ આપ હઝરતથી સલાહ–સૂચનો મેળવતા હતા. આપ સંબંધી આપ હઝરત લખે છે.

★ તઝકિરતુલ ઔલિયા ભાગ–૪

અયસે ઉમ્મતી નબી કે, ખાતીમ જીનકા નામ રે;
ઈસ જમાનેકે બાદશાહ, પુછ ઉન્કુ કસ્તે કામ રે,
(મોઅજીઝાત પૃષ્ઠ ૨૧૩)

આપ લોક સુધારણા અર્થેની પોતાની તબ્લીગ સંબંધી લખે છે કે:–

બદદીન દીન કાજ મુઝ પાસ આવે,
અને અકીદા હકનેકુ સહી કર લાવે,
તેરે કરમેરે અલ્લાહસુ કુફર ઉસ્કા જાવે,
અને દીન કેરી રાહ સહી રે પાવે,
પિછ હોવે શરાવક હિંદુ કે મેસરી,
કે હોવે રે મુનાફિક ટોળી મુમનો કરી,
કે હોવે ઉસે મલીખા દીનકા ચોરા,
તો કુફરથી ઉસકા તોડુ રે બેહતરો,
શીયા મઝહબકા જો કોઈ રે આવે,
તો સુન્ની હો કરી સદા વે પાવે,
ઈનની સુઝ મુજ માંહી,
વે નબીકી દોસ્તીસુ મુજસુરે નાંહી,
(નૂરનામા)

આપ હજરતે ઉર્દૂ ભાષામાં કેટલાક પુસ્તકો લખ્યા છે. જેમ કે:–
૧. નુરનામા ૨. મેઅરાજનામા ૩. ગઝવા ૪. ગીરદીયા ૫. મોઅજિઝાત ૬. વિસાલનામા ૭. ખુલફાએ રાશેદીન ૮.. મકતુલ નામા ભાગ–૧.૨. ૯. ઈમાને મુફસ્સલ ભાગ– ૧.૨. ૧૦. ફિકાહ ભાગ ૧. ૨. ૧૧. અખ્લાકે નબી (સલ.)

આપ (રહ.) કવિ શાયર પણ હતા. કવિતાઓના ગ્રંથોમાં વિસાલનામા અને મુફસ્સલ પ્રખ્યાત છે.

આપ જીવનના અંતિમ દિવસોમાં કડી પાસેના મોમીનપુરા ગામમાંથી

એહમદાબાદ આવી .ઈબાદતમાં પરોવાયા રપ મહોરમના દિવસે વફાત થઈ. ચાસ્તોડા સરસપુરમાં આપ હઝરતનો મજાર મુબારક છે.

આપનો માનનારા મુરીદો મુમન મોમિન લોકો છે. જેઓ બધા સુન્ની છે કાઠિયાવાડમાં બહુધા આપના મુરીદ છે. કેટલાક મુરીદો મુંબઈમાં પણ વસે છે.

# સુલ્તાન અબ્દુર્રહીમ રિફાઈ (રહ.)

આપ રિફાઈ સિલ્સિલાના પ્રખ્યાત આલિમ અને રુહાની પેશવા હતા હિજરી ૭૮૨માં અરબસ્તાનના હવેઝા શહેરમાંથી ગુજરાત પધાર્યા આપ (રહ.) રિફાઈ સિલ્સિલાના સ્થાપક કુત્બુલ અકતાબ શમ્સુલ આરીફીન હઝરત સૈયદના એહમદુલ કબીર રિફાઈ (રહ.)ના પૌત્ર છે. પ્રારંભમાં આપે પાટણ ખાતે ખાનકાહ સ્થાપી રુહાની અને તબ્લીગી કામનો પ્રારંભ કર્યો અહમદશાહ બાદશાહના આગ્રહથી એહમદાબાદ પધાર્યા. આપથી શેખ સરખેજી (રહ.) એ રુહાની ફૈઝ પ્રાપ્ત કર્યો હતો.

જીવનના છેલ્લા વરસો વફાત પર્યંત એહમદાબાદમાં જ રહી ગુજરાત વાસીઓને પોતાના ઈલ્મથી લાભના કર્યા.

આપ (રહ.) ની વફાત હીજરી ૮૫૬ માં થઈ આપ (રહ.) નો મઝારે અક્દસ ખાનકાહે રિફાઈયા, અમુદીયા રાયપુર દરવાજા બહાર મહાવીર માર્કેટ પાછળ છે. મજારનું સ્થળ આપના સજ્જાદા શેખ શેખુમિયાંની ચાલીના નામથી ઓળખાય છે. આજેય આપના મઝાર મુબારક ઉપર અસંખ્ય અકીદતમંદો હાજર થઈ લાભ પામેલાં ૧૭મી શવ્વાલે ઉર્સ થાય છે. સરકારી દફતરમાં આપના મઝારનો વિસ્તાર સુલતાનપુરના નામથી ઓળખાય છે.

(મલફુઝાતે શાહ અબ્દુર્રહીમ)

# ગુજરાતના વલી સીફત બાદશાહો; વજીરો અને અમીર ઉમરાવો.

## સુલતાન મેહમૂદ બેગડા (રહ.)

સુલતાન મેહમૂદ નો જન્મ ૨૦ મી રમઝાન સન ૮૪૯ (ઇ.સ.૧૪૪૬) માં થયો. તેમનું મૂળ નામ ફતેહખાન હતું. હઝરત શાહે આલમ (રહ.) મેહમૂદ બેગડાના માસા થતા હતા.

તારીખે મેહમૂદ શાહીના કર્તા લખે છે કે, સુલતાન મેહમૂદ આઝમ પરહેઝગાર અને ખુદાથી ડરનારા સુલતાન હતા. અલ્લાહના વલીઓ અને બુઝુર્ગોના સહવાસથી તેમના વિચારો પવિત્ર અને મઝહબી લાગણી ધરાવનારા બન્યા હતા. પોતાના જીવનના આખરી દિવસો એટલે કે વૃધ્ધાવસ્થામાં પણ શરીર કમઝોર અશક્ત અને આંખો નબળી હોવા છતાં કુરઆની પાકનું પઠન–મનન નિયમિતપણે જાળવી રાખ્યું હતું.

ખ્વાજા નિઝામુદ્દીન એહમદ બખ્શીના કથન મુજબ સુલતાન મેહમૂદ બેગડા સહનશીલ, દયાળું, બહાદુર, સખી અને ખુદાથી ડરનારા હતા મિરાતે સિકંદરી લખે છે કે ગુજરાતના સુલતાનોમાં આ સુલતાન સૌથી શ્રેષ્ઠ હતા ઇન્સાફમાં, ધર્મયુધ્ધમાં ઇસ્લામ ના કાયદા–કાનૂનના આચરણમાં, બચપણથી લઇ ઝઇફી સુધી એક–સરખી સમજ શક્તિ તેમજ બુધ્ધિ ધરાવવામાં શારીરિક તાકાત અને ઉદારતા માં સૌથી ઉચ્ચતમ હતા.

તારીખે ફરિસ્તા નોંધે છે કે સુલતાન મેહમૂદ એટલા બધા હયા–શરમવાળા હતા કે એકાંત જગાએ–વગડામાં પણ પોતાના શરીરનો કોઇ ભાગ ખુલ્લો રાખવાનું પસંદ કરતા ન હતા. કદિ પોતાની જીભેથી અપશબ્દો કે ગાળ ઉચ્ચારી નથી !

મેહમૂદ બેગડા પોતાના સમયના નામાંકિત બુઝુર્ગો જેવા કે હઝરત શાહેઆલમ (રહ.) શેખ સિરાજુદ્દીન બિન અઝીઝુલ્લાહ (રહ.) પીર સૈયદ મોહમદ જોનપુરી (રહ.) ના સમાગમમાં આવી ઉચ્ચગુણોના માલિક બન્યા હતા.

સુલતાન મેહમૂદના રાજ્ય વહીવટમાં ગુજરાતમાં ઘણીજ સુખાકારી અને આબાદી હતી. તેમના ન્યાયના વહીવટમાં લોકો સમૃધ્ધ હતા એટલું જ નહી નિર્ભયપણે હરી ફરી શકતા હતા. એક કવિતામાં તેમના સંબધી લખ્યું છે કે, "સોનાની કોથળી એકલો એકજ વ્યક્તિ પૂર્વથી લઇ પશ્ચિમ સુધી લઇ જઇ શકતો. તેમના ભય અને ન્યાયથી દુનિયાની તમામ દિશાઓ નિર્ભય છે.

મેહમૂદ બેગડા એ ઘણીજ સારી ધર્મશાળાઓ, રસ્તામાં વીસામાં, નિશાળો તથા મસ્જીદો બધાવી હતી. કોઇપણ સીપાહીએ વ્યાજુ રૂપિયા લેવા નહી એવો કાયદો કર્યો હતો, એક "પે." ઓફિસ ઉઘાડી જેથી તેઓ ત્યાંથી ઉધાર નાણાં લઇ શકે.

સુલતાન મેહમૂદે ઘણો પ્રદેશ જીતી લઇ ગુજરાતની સીમાઓ ઘણી વિશાળ બનાવી દીધી હતી. જૂનાગઢ, ગિરનાર, ગિર-ચાંપાનેર તેમણે જ જીતીજ લીધા હતા. ઉપરાંત આબૂના રાજાને તથા માળવાના સત્તાધીશોનેય તેમણે ખંડીયા જેવા બનાવી દીધા હતા. માહિમ અને દીવ સુધી તેમના લશ્કરે હુમલા કર્યા હતા. દીવ, દમણ, ગોવા અને વસઇ દરિયા કિનારા ઉપરના ફિરંગી વહાણોની ગુજરાત ઉપરની મેલી મુરાદ તેમણે નાકામ્યાબ બનાવી હતી.

સુલતાન મેહમૂદ બેગડાને ૪ પુત્રો હતા. એકનું નામ મુહમ્મદ હતુ અને તે રાણી રૂપમંજરી કે જેમની કબર માણેકચોકમાં છે તેમના પુત્ર હતા. બીજા શાહઝાદાનું નામ આબાખાન હતું. અને આસ્ટોડીયા દરવાજા પાસેની મસ્જીદમાં જેમની કબર છે એ રાણી સિપરી (શેહપરી) ના તે પુત્ર હતા. ત્રીજા શાહઝાદાનું નામ અહમદખાન અને ચોથા શાહઝાદનું નામ ખલીલખાન હતું.

સુલતાનની એક શાહઝાદીનું નામ બીબી બુઝુર્ગ બેગમ હતું. તેમના નિકાહ હઝરતશાહ ઇમામુદ્દીન કુદ્દ સિર્રહુ પીરાણા વાળાના સાહબઝાદા સૈયદ મોહમદ સાથે થયા હતા.

સુલ્તાન મેહમૂદ આઝમ (રહ.) ની વફાત ૯૧૭ હિજરી (ઇ.સ. ૧૪૧૧) ના રમઝાન મહીનાની બીજી તારીખે અસરની નમાઝ બાદ ૭૦ વર્ષની ઉંમરે થઇ હતી. તેમણે પંચાવન વરસ એક માસ અને બે દિવસ ગુજરાત ઉપર સલ્તનત કરી તેમને હઝરતે શેખ એહમદ ખટ્ટુ (રહ.) ના મકબરા સામે સરખેજ ખાતે દફનાવવામાં આવ્યા.

# સુલતાન મુઝફ્ફર શાહ બીજા

સુલતાનનું મૂળનામ ખલીલખાન હતું તેમનો જન્મ હિજરી સન ૮૮૦ ના શાબાન મહીના ની છઠ્ઠી તારીખે બુધવાર ના દિવસે વ્હેલી સવારે થયો. 'ફરૂખ' શબ્દ ઉપર થી તેમના જન્મની તારીખ નીકળે છે તેમની માતાનું નામ હીરાબાઈ હતું. જે મહી નદીના કિનારા પરના રજપુત જમીનદાર નાગા રાણાની દિકરી થતાં હતા.

હિજરી સન ૯૧૮ માં મુબારક રમઝાનના સાતમાં ચાંદ ને જુમાના દિવસે મુઝફ્ફર શાહ સુલતાન બન્યા.

સુલતાન મુઝફ્ફર શાહે ઉત્તમ કેળવણી તે જમાનાના વિદ્વાનો પાસેથી મેળવી હતી જેમકે કાઝી જમાલુદ્દીન મોહંમદ બહરક પાસેથી વ્યાકરણ, મુલ્લાં મોહંમદ સિયાવશ શિરાઝી પાસેથી ખત્તાતી અને મુસ્નદે આલી ખુદાવંદખાન મજદુદ્દીન પાસેથી હદીસનો ઇલ્મ મેળવ્યો હતો. સુલતાને વડોદરા જઇ કુરઆને પાક હિફઝ કર્યું હતું. સુલતાન મુઝફ્ફર શાહ પોતે કવિ પણ હતા.

સુલતાન મુઝફ્ફરસાહ બાદશાહ હોવા છતાં ઘણું જ પાકબાઝ જીવન જીવતા હતા.

સુલતાન મુઝફ્ફરે મંદુ જીતી લીધું ત્યારે ત્યાના પરાજિત સુલ્તાન મહમૂદે સુલતાનના ઓવારણા લેવા તથા સ્વાગત કરવા ખૂબસુરત સ્ત્રીઓ હાજર કરી. તેઓને જોઇ સુલતાન મુઝફ્ફર શાહે કહ્યું કે "પારકા બૈરાં પર નજર કરવી તે પાપનું

મૂળ છે." પરાજિત સુલતાન મહમૂદે કહ્યું કે બાદશાહ સલામત એ બધી જનાનખાના ની ઓરતો છે. એ મારી માલિકીની છે આપ વિજયી થયા છો એથી હવે એ આપની માલિકીનું છે. સુલતાને કહ્યું કે એ બધું હું તમને પાછું આપું છું માટે તેમને પડદા માં પાછા જવા ફરમાવો ! સુલતાન મુઝફ્ફરે માન્ડુનો કિલ્લો જીત્યો ત્યારે તેમના કેટલાક સલાહકારે એ સલાહ આપી કે આ કિલ્લો મહેમૂદને પાછો સોંપવો જોઇએ નહી માળવાનો મુલક ઘણીજ મુશ્કેલીએ જીત્યો છે.

આ શબ્દો સાંભળતાજ સુલતાન કિલ્લામાંથી બહાર નીકળી નીચે ઉતરી ગયા તેના કારણમાં જણાવ્યુંકે ફક્ત ખુદાને રાજી કરવા જ આ માળવાના મુલક ઉપર મે હુમ્લો કર્યો છે. આ દેશના માથાભારે કાફિરોને હરાવવા હું આવ્યો હતો. મારી આ લડાઇ ધાર્મિક લડાઇ છે. લાલચ અને ઘમંડ મારા દિલમાં ઘર ન કરે એ ભયેજ હું કિલ્લામાંથી બહાર નીકળી ગયો છું.

મિરાતે સિકંદરી લખે છે કે સુલતાન અહમદશાહ જેવો ધર્મ ચુસ્ત, હોંશિયારી તથા જ્ઞાનમાં બરોબરી કરી શકે તેવો થયો નથી.તેમની કારકિર્દીમાં તેમણે હજરત મહંમદ પયગંબર (સલ) ને સ્વપ્નમાં જોયા હતા. પયગંબર (સલ) એ સુલતાનને દોઝખના તાપમાંથી બચાવવાની દુઆ પરવર દિગારને કરી. આજ રાત્રીએ તે સમયના ૧૦૦ જેટલા બુઝુર્ગો અને પાક આદમીઓ એ આજ રીતનો ખ્વાબ જોયો. અને તે દરેકે સુલતાન આગળ આ ખ્વાબ વર્ણવ્યો.

સુલતાન મુઝફ્ફર શાહ કુર્આન ના હાફિઝ હતા. દિવસ રાત મોટા ભાગે કુર્આન પાક પઢતા રહેતા. આ કારણને લઇ સુલતાન ની આંખ લાલ થઇ જતી એક દિવસ કેટલાક દરબારીઓએ વિનંતી કરીકે સુલતાન ! કુર્આન પઢવાનું ઓછું કરો કારણ કે તે રાતના પઢવાથી આપની આંખો લાલ થઇ જાય છે. આ સાંભળી સુલતાન બોલ્યા કે જો તે આ કુર્આને પાક પઢવાથી લાલ થઇ ગઇ છે તો વાંધો નહી. તે આંખને કહો કે ભલે તમે લાલ થાઓ, તે લાલાશ મને આ દુનિયામાં તથા આખેરતમાં મદદરૂપ થઇ પડશે !

સુલતાન ધાર્મિક બાબતોમાં પાછી પાની કરતા નહી. દરેક બાબતમાં પયગંબર (સલ.) ના હુકમ અનુસાર અમલ કરતાં. સુલતાન દરરોજ મોત ને યાદ

કરતા. કુર્આનના હુકમ મુજબ થોડું હસવું અને ઘણું રડવું ઉપર અમલ કરતાં. સદા તેમની આંખ અશ્રુથી ભરેલી અને દિલ દુઃખી જણાતું વિદ્વાન માણસોને ઘણું માન આપતા બુઝુર્ગોની ઘણીજ ઈજ્જત કરતાં.

સુલતાન મુઝફ્ફરે માન્ડુના કિલ્લા ઉપર હુમલો કર્યો ત્યારનો એક અદ્દભૂત બનાવ સૈયદ જલાલુદ્દીન મુનવ્વર ઉલમુલ્ક બુખારીએ વર્ણવ્યો છે. આપ લખે છે કે આ મઝહબી લડાઈમાં કેટલાક હિન્દુ લોકોને કોઈ ગેબી શક્તિએ ઠાર કર્યા. હિન્દુઓની હાર થયા પછી અમારામાંના કેટલાક આદમી લઈને અમો કિલ્લા ઉપર ચઢ્યા. આ વેળા મલિક મહમૂદ સાથે હતા. અમો કિલ્લ ઉપરની એક હવેલીમાંનું એક ભોંયરૂ ખોલી તેમાં ઉતાર્યા. તેમાં અમોએ ૪૦ જેટલા કાફિરોના ધડ અલગ પડેલા જોયા. ચારે બાજુ તેમની લાશો પડેલી હતી. તેમાંના એકમાં થોડો જીવ રહ્યો હતો અમોએ તેને તેની બાબત પડપૂછ કરી. તેણે કહ્યું કે અમારો જીવ બચાવવા અમો આ ભોંયરામાં સંતાયા હતા. એકાએક એક દેવી પુરૂષ નાગી તલવાર લઈ ભોંયરામાં આવ્યો. અમને બધાને તેણે ઠાર કર્યા છે.

મિરાતે સિકંદરી નોંધે છે કે એક દિવસ સુલ્તાન કુર્આને પાક પઢતા હતા. કયામતના અઝાબ સંબંધી એક આયત પઢતાં પઢતાં તેઓ રડી પડ્યા બોલ્યા કે આ દિવસે મારૂ શું થશે . સુલતાનના એક દરબારી મીયાં શેખ જી પાસે બેઠા હતા. તેમણે કહ્યું કે, મારી ખાતરી છે કે સુલ્તાને કોઈપણ મોટું પાપ કર્યું નથી. ઘણો બધો વખત ઈબાદત તથા રિયાઝતમાં ગાળ્યો છે. લોકો આપથી રાજી છે. આપે ઝુલ્મ કે અન્યાય કર્યો નથી. આ દિવસે આપના ઉપર રહમ કરવામાં આવશે? સુલતાન બોલ્યા કે શેખજી, મારી ખાંધ ઉપર મોટો બોજો છે. તેના ખાતર હું રડું છું તથા આંસુ સારૂ છું. શું તમે હઝરત મહંમદ પેગંબર (સલ) ના કથનો સાંભળ્યા નથી? જેઓના પાપ—ગુનાનો બોજો થોડો હશે તેઓ બચશે અને વધારે ગુનેગાર માર્યા જશે !



# શહીદ અફઝલખાન બુન્યાની (રહ.)

આપ (રહ.) નો મઝાર સારંગપુરમાં કોટનીરાંગે મેઘદૂત હોટલ સામે છે.

નામ અબ્દુસ્સમદ બિન મહમૂદ બુન્યાની હતું, અબ્બાસી ખાનદાનના ચશ્મો ચિરાગ હતા ઈલ્મ વિદ્યામાં પોતાના સમયના અગ્રણી અને માનનીય શખ્સ હતા. આપનું સમગ્ર કુટુંબ ઈલ્મમાં અગ્ર હરોળે હતું. આપના કાકાજી બુરહાનુલ્મલિક નુરૂદ્દીન મહંમદ અબ્બાસી પણ વઝીર હતા.

આપ ગુજરાતના સુલ્તાન મહંમદ શાહના સમયમાં અદાલતના મુખ્ય ન્યાયાધીશ હતા આપની કચેરીમાં એક માણસ સદા ઉભો રાખવામાં આવતો કોઈ કેસ ચાલતો હોય ત્યારે આપના હુકમથી મોટા અવાજે તે બોલતો કે હે અફઝલખાન ! બધા કાર્યોમાં ન્યાયથી વર્તજો. ઘમંડ કરશો નહી. અવિચાર મનમાં ન આવવા દેશો. અન્યાય ન કરશો ખબરદાર ! મૌત નજીકમાં જ છે. તમારો આ કીમતી મોભા ભર્યો પહેરવેશ ઉતારી લેવામાં આવશે. કફન પહેરાવવામાં આવશે. આલિશાન ઈમારતોમાંથી બહાર કાઢી માટીની કાચી કબરમાં તમારો દેહ મુકી દેવામાં આવશે. જે કાંઈ નિર્ણય કરો તે મૌત સામે રાખીનેજ કરજો. ક્યાંક કયામતના દિને તમારી પકડ ન થાય !" દરરોજ કચેરીમાં આ રીતનો પોકાર બપોર–સાંજ કરવામાં આવતો.

અફઝલખાનની શહાદતનું વર્ણન મિરાતે સિકંદરીએ ઘણું જ રોમાંચક રીતે કર્યું છે.

ગુજરાતના સુલ્તાન મહમૂદશાહ ત્રીજાએ પોતાના મહેલમાંના નોકરોમાં બુરહાન નામક નોકર ઉપર ઘણો જ વિશ્વાશ મુક્યો હતો. તે સુલતાનની સેવા ચાકરી કરતો રાજ દરબારની ગુપ્ત બાબતોથી તે માહિતગાર રહેતો.

એક દિવસ અફઝલખાન સુલતાનના મહેલમાં ગયા નીચબુરહાનને સુલતાનના પગરખા સાફ કરતાં જોયો, અફજલખાને પૂછ્યું કે આ છોકરાને મહેલમાં કોણે રાખ્યો છે કે અને તે કોણ છે ? કહેવામાં આવ્યું કે સુલ્તાનનો તે

ખાસ વિશ્વાસુ નોકર છે. તેનું નામ બુરહાન છે અને તે ઘોડાના તબેલાનો ઉપરી પ્યારાનો છોકરો છે. વઝીર અફઝલખાને સુલ્તાનને કહ્યું કે આ મહેલમાં રાખવા લાયક તે જણાતો નથી. સુલ્તાને કહ્યું કે તે અમારા ઘરમાં ઉછરેલો છોકરો છે.તે નિમકહરામી તથા દગાથી વર્તે એવો નથી. અફઝલખાને કહ્યું કે મને તેના ઉપર વિશ્વાસ પડતો નથી. ન કરે પરવર દિગાર કોઇ દિવસ સુલ્તાન પર તેના તરફ થી કાંઇ આફત આવી પડશે.

હંમેશા સુલ્તાન અને અફઝલખાન વચ્ચે બુરહાન સંબંધી મતભેદ રહેતો. આ ઉપરથી અફઝલખાનની વિચક્ષણતા અને બુધ્ધિનો અંદાજ નીકળી શકે તેમ છે.

પાછળથી બુરહાનને દારૂ તથા એશઆરામની આદત પડી. એક વેળા એક છોકરા સાથે દુષ્કૃત્ય કરતા તે પકડાઇ ગયો. સુલ્તાને તેને દિવાલમાં ચણી લેવાનો હુકમ કર્યો. તે નીચના માં–બાપ સુલ્તાન પાસે અરજ કરવા ગયા. કરગરી કહ્યું કે આ અમારો એક નો એક દિકરો છે તેને માફ કરો, છતાં સુલ્તાન માન્યા નહી. છેવટે તેઓ અફઝલખાન પાસે ગયા અને કરગરી દરમિયાનગીરી કરવા કરવા વિનંતી કરી. ખાન સુલ્તાન પાસે ગયા ન હોત તો તે દુર્ભાગી માર્યો ગયો હોત કારણ કે તેને દિવાલમાં જીવતો ચણવાનું કામ શરૂ થઇ ગયું હતું. અફઝલખાન હોંશીયાર અને દૂર અંદેશા હોવા છતાં આ કમબખ્તની જીંદગી બચાવવાનું સાધન રૂપ થઇ પડ્યાં.

પાછળથી મોટું કાવત્રું રચી આ નીચ બુરહાને સુલતાનને ઝેર પાઇ મહેલમાં મારી નાંખ્યા તેણે વાઘમાર ખાતાના ૧૨૦૦ માણસોને ફોડી નાંખ્યા સુલતાનને શહીદ કર્યા એજ રાત્રે તેઓને મહેલમાં બોલાવી આ વાઘમારો મારફતે શહીદ કરાવી નાંખ્યા. આ રીતે બુરહાને કાવત્રું રચી ૧૨ જેટલા વિચક્ષણ બુધ્ધિના વઝીરોની એક જ રાતમાં શહીદ કરાવી નાંખ્યા જેમાં અફઝલખાન, અબ્દુલકરીમ, ખુદાવંદખાન, અબ્દુલ અઝીઝ અને આસિફખાન મુખ્ય છે.

અફઝલખાન અને બીજા વઝીરોની શહાદત હિજરી ૯૬૧ ની ૧૩ મી રબીઉલ અવ્વલની શુક્રવારની વહેલી સવારે થઇ. આપનો મઝાર સારંગપુરમાં છે.

અફઝલખાનના દત્તકપુત્ર શેરખાનખાન ભાટીએ નીચ બુરહાનને પણ તે જ દિવસે બપોરે મારી નાંખ્યો.

# એહમદઆબાદ શહેર ની બુનિયાદ ચાર "અહમદ" નામના બુઝુરગો ના પવિત્ર હાથે થઈ છે, તેમના નામ મુબારક આ મુજબ છે.

૧. **સુલ્તાન અહમદશાહ રહમતુલ્લાહ અલયહિ**
આપનો મઝાર મુબારક એહમદઆબાદ શહેર ની વચ્ચે જુમ્આ મસ્જિદ ની બાજુમાં માણેકચોક, બાદશાહ ના હજીરા આવેલ માં છે.

૨. **હઝરત શેખ અહમદ ખટ્ટુ રહમતુલ્લાહ અલયહિ**
આપનો મઝાર મુબારક સરખેજ, મકરબા મકામે આવેલ છે.

૩. **હઝરત કાઝી અહમદ જૂદ રહમતુલ્લાહ અલયહિ**
આપનો મઝાર મુબારક પાટણ શહેર ના કાલી બજાર, ખાલકપુરાની પાછળ, ખાન સરોવર પાસે આવેલ છે.

૪. **મૌલાના મલિક અહમદ રહમતુલ્લાહ અલયહિ**
આપનો મઝાર મુબારક બલુચાવાડ, દરિયાપુર મલિક અહમદ ની મસ્જિદ પાસે આવેલ છે.



# અેહમદઆબાદ ની બુનિયાદ નાંખવામાં ચાર અહમદ ની મદદ કરવા વાળા ૧૨ બાવા ની વિગત નીચે મુજબ છે.

**૧. હઝરત બાવા અલી શેર રહમતુલ્લાહ અલયહ**

આપનો મઝાર મુબારક સરખેજ, મેઈન રોડ ઉપર, સરખેજ પોલિસ સ્ટેશન ની સામે છે. આપની વિસાલ ની તારીખ ૧૦, જમાદિલ અવ્વલ છે.

**૨. હઝરત બાવા મહમૂદ રહમતુલ્લાહ અલયહ**

આપનો મઝાર મુબારક ઠડાપીર ના નામે ઓળખાતા સરખેજ પોલિસ સ્ટેશન ની સામે બાવા અલી શેર ના મઝાર પહેલા આપનો મઝાર છે. આપની વિસાલ ની તારીખ ૧૧, રબીઉલ આખર છે.

**૩. હઝરત બાવા તવક્કલ રહમતુલ્લાહ અલયહ**

આપનો મઝાર મુબારક કાગદીવાડ, પાલડી, કબ્રસ્તાનમાં છે. જે પહેલા કૂચએ અરબ તરીકે ઓળખાતો હતો. આપની વિસાલ ની તારીખ ૧૮, મુહર્રમ છે.

**૪. હઝરત બાવા લવલવી રહમતુલ્લાહ અલયહ**

આપ લુઅલુઈ એટલે હીરા પારખુ તરીકે ઓળખાય છે. આપનો મઝાર મુબારક જમાલપુર દરવાજા બહાર, ફુલ બજાર સામે, કેલીકો મીલની પાસે નદી કિનારે આવેલો છે.

**૫. હઝરત બાવા અહમદ હંકેરી રહમતુલ્લાહ અલયહ**

આપનો મઝાર મુબારક ખાસ બજાર, અલિફ ની મસ્જિદ પાસે, જાન સાહેબ ની ગલી ના નાકે આવેલો છે. આપની વિસાલ ની તારીખ ૧૮, શવ્વાલ રાત્રે, એટલે કે ૧૯ શવ્વાલ છે.

**૬. હઝરત બાવા લધા (લધ્ધાનશાહ પીર) રહમતુલ્લાહ અલયહ**

આપનો મઝાર મુબારક શાહપુર હલીમની ખડકી સદુમાતા ની પોલ સામે વાસુદેવ ત્રીપાઠી હોલની બાજુમાં છે. આપનો સંદલ ૧૦ રજબ, અને ઉર્સ ૧૧ રજબ પર છે.

**૭. હઝરત બાવા ઢોકલ રહમતુલ્લાહ અલયહ**

ઢોકલ નામ ઢોકળા ઉપરથી પડ્યું જે એક જાતનો રોટલો હોય છે. દુષ્કાળના સમય માં લોકો તેમના મઝાર ઉપર જઈ "બાવા ઢોકલ પાણી મોકલ" આટલું કેહતા તો ધોધમાર વરસાદ વરસતો અને લોકો ઢોકલા બનાવી ને ગરીબોમાં વહેંચતા હતા. આપનો મઝાર મુબારક મહેંદીકુવા, કાજીમીયાં નો ટેકરો, અગ્રવાલ એસ્ટેટની સામે છે.

**૮. હઝરત બાવા સૈયાહ રહમતુલ્લાહ અલયહ**

આપનું નામ શેખ મહમૂદ સૈલાની રહમતુલ્લાહ અલયહ છે. આપનો મઝાર મુબારક મોટી કુમાડગામ તા. વિરમગામ, જિ.અહમદઆબાદ માં છે. જે વિરમગામ થી સાત (૭) કિલોમીટર પહેલા આવેલ છે. આપનો સંદલ ૬, સફર અને ઉર્સ ૭ સફર પર છે.

**૯. હઝરત બાવા કમાલ કિરમાની રહમતુલ્લાહ અલયહ**

આપનો મઝાર મુબારક જમાલપુર દરવાજા બહાર બહેરામપુરા ના નાકે કુમકુમ હોટલ પાસેથી ઉંટવાલી ચાલી તરફ જવાના રસ્તે છે. આપનો સંદલ ૭, શવ્વાલ અને ૮, શવ્વાલ ઉર્સ ની તારીખ છે.

**૧૦. હઝરત બાવા ખોજુ ઉર્ફે મચ્છીપીર રહમતુલ્લાહ અલયહ**

આપનો મઝાર મુબારક ધોલકા માં છે.

**૧૧. હઝરત બાવા કરમાત રહમતુલ્લાહ અલયહ**

આપનો મઝાર મુબારક ધોલકા માં છે.

**૧૨. હઝરત બાવા લાડુ રહમતુલ્લાહ અલયહ**

આપનો મઝાર મુબારક ધોલકા માં છે.

---: પબ્લીશર્સ :---

**ખતીબ કિતાબ ઘર એન્ડ પ્રિન્ટર્સ**

ખાસ બજાર, તીન દરવાજા, અહમદઆબાદ-૧. ☎ : 079 - 25352468

# ઓલિયાના વફાતની તારીખો

| બુઝુર્ગનું નામ | સ્થળ | ઉર્સની તારીખ |
| --- | --- | --- |
| સૈયદ મોહમ્મદ રાજુ | શાહઆલમ રોઝામાં | ૧ મહોર્રમ |
| શાહ અબ્દુલ્લાહ હુસેની | ખાનપુર શાહ વજીઉદ્દીન મકબરામાં | ૭ મહોર્રમ |
| બાબા તવક્કલ | કાગદીવાડ-કબ્રસ્તાન | ૮ મહોર્રમ |
| શેખ અબ્દુલ્લ ફત્તાહ | શાહપુર, બ્હાઈ સેન્ટર | ૧૪ મહોર્રમ |
| પીર નિઝામુદ્દીન ચિશ્તી | છોટાલાલ ધર્મશાળા | ૧૬ મહોર્રમ |
| શાહ બડા કાસમ | કાચની મસ્જિદ (જમાલપુર) | ૧૯ મહોર્રમ |
| શાહ નસરૂલ્લાહ | નીલીગુંબજ કબ્રસ્તાન, શાહીબાગ | ૨૦ મહોર્રમ |
| પીર મશાયખ ચિશ્તી | ચારતોડા સરસપુર | ૨૫ મહોર્રમ |
| શાહ વજીહુદ્દીન | ખાનપુર | ૨૯ મહોર્રમ |
| સૈયદ મોહંમદઅલી | મોહમદ અલીની મસ્જીદ | ૭ સફર |
| બાબા લુઅલુઈ | કેલીકો મીલ પાછળ | ૧૦ સફર |
| સાલેહ શાહબાબા | રૂપાલી, ફુવારા ખાનપુર | ૧૪ સફર |
| સૈયદ શાહ અબ્દુલ જલીલ | ખાનપુર અબ્દુલ વહાબના રોજા પાસે | ૧૪ સફર |
| સૈયદ અહમદ શીરાઝી | આસ્ટોડીયા | ૧૬ સફર |
| શેખ ફરીદુદ્દીન ચિશ્તી | શાહપુર | ૧૬ સફર |
| શાહ અલીજી ગામધણી | જમાલપુર રોડ | ૧૮ સફર |
| શાહ ગીઝની | જમાલપુર રોડ | ૨૧ સફર |
| મખ્દુમ શેખ અઝીઝુલ્લાહ | માદલપુર | ૨૩ સફર |
| પીર ચાંદ શહીદ | મસ્કતી માર્કેટ | ૨૯ સફર |
| શાહ અબ્બાસ | કેલીકો મીલ પાછળ | ૬ રબી ઉલઅવ્વલ |

| બુઝુર્ગનું નામ | સ્થળ | ઉર્સની તારીખ |
|---|---|---|
| શેખ સીરાજુદ્દીન | કલ્યાણ સોસા. નગરી હોસ્પીટલ | ૬ રબીઉલ અવ્વલ |
| સૈયદ અબ્દુલવહાબ કાદરી | ખાનપુર, ગુજરાત સમાચાર પાસે | ૧૧ રબીઉલ અવ્વલ |
| અફઝલખાન બુનયાની | સારંગપુર મેઘદૂત હોટલ સામે | ૧૩ રબીઉલ અવ્વલ |
| કાઝી ઈસ્માઈલ ઈસ્ફહાની | બહો પોળ, માણેકચોક, ચબુતરા પાસે | ૨૦ રબીઉલ અવ્વલ |
| યાકુબ સૈયદ | ભુતની આંબલી, રાયપુર | ૨૬ રબીઉલ અવ્વલ |
| શેખ મુહંમદ ચિશ્તી | શાહપુર ચકલા | ૨૯ રબીઉલ અવ્વલ |
| સૈયદ ખુન્દમીર ઉરેઝી | બીબીપુર | ૪ રબીઉલ આખર |
| ઈલ્મુદ્દીન (મીરાંદાતારના દાદા) | કલ્યાણીવાડ, ખાનપુર | ૬ રબીઉલ આખર |
| ચાંદશહીદ, કાલુશહીદ, રોશન શહીદ, | નહેરુ બ્રીજના નાકે | ૧૧ રબીઉલ આખર |
| આલમખાન ચિશ્તી | મ્યુ. કોર્પો. પાછળ | ૧૧ રબીઉલ આખર |
| ખ્વાજા નસીરૂદ્દીન (બુરનશાહ) | સૈયદવાડી, ખાનપુર | ૧૨ રબીઉલ આખર |
| સીદી સઈદ | કોઠી મહોલ્લા લાલદરવાજા | ૧૨ રબીઉલ આખર |
| કાઝી અલાઉદ્દીન ચિશ્તી | શાહપુર | ૧૪ રબીઉલ આખર |
| દિવાન મીયાં | જુલાઈવાડા શાહપુર | ૧૪ રબીઉલ આખર |
| ગુલઝાર શાહ | જુલાઈવાડા શાહપુર | ૧૫ રબીઉલ આખર |
| સૈયદ જલાલુદ્દીન મકસુદ આલમ | શાહ આલમ | ૨૦ રબીઉલ આખર |
| સાબીર સૈયદ | નાગોરીવાડ, શાહપુર | ૨૨ રબીઉલ આખર |
| બુર્કાપોશ | સરકીવાડ શાહપુર | ૨૫ રબીઉલ આખર |

| બુઝુર્ગનું નામ | સ્થળ | ઉર્સની તારીખ |
|---|---|---|
| અબ્દુસ્સમદ ખુદાનુમા | એડવાન્સ સીનેમા લાલદરવાજા | ૫ જમાદીઉલ અવ્વલ |
| મિયાંખાન ચિશ્તી | મિયાંખાન ચિશ્તીની મસ્જીદ | ૫ જમાદીઉલ અવ્વલ |
| શેખ રહમતુલ્લાહ | શેખપુર મીઠાખળી | ૮ જમાદીઉલ અવ્વલ |
| પીર મોહંમદ શાહ | પાનકોર નાકા | ૧૦ જમાદીઉલ અવ્વલ |
| બાબા અલી શેર | સરખેજ બસ સ્ટેન્ડ સામે | ૧૦ જમાદીઉલ અવ્વલ |
| અબુતુરાબ શીરાઝી | સુએઝ ફાર્મ રોડ | ૧૩ જમાદીઉલ અવ્વલ |
| રાજીયા પીર | કુબેરનગર | ૧૪ જમાદીઉલ અવ્વલ |
| સુલતાન એહમદશાહ | જુમ્મા મસ્જીદ માણેકચોક | ૧૫ જમાદીઉલ અવ્વલ |
| દાઉદ શહીદ | કારંજ પોલીસ સ્ટે. બાજુમાં | ૧૭ જમાદીઉલ અવ્વલ |
| શાહ અસ્દુલ્લાહ | દિલ્હી દરવાજા,હઠીસિંગ મંદિર પાછળ | ૧૭ જમાદીઉલ અવ્વલ |
| સૈયદ મોહંમદ માખુબ આલમ | શાહ આલમ | ૧૯ જમાદીઉલ અવ્વલ |
| શમ્એ બુર્હાની | ઉસ્માનપુરા | ૨૦ જમાદીઉલ અવ્વલ |
| પીર કુત્બ | અ.ઈલે.કં.પાછળ મીરઝાપુર | ૨૦ જમાદીઉલ અવ્વલ |
| શાહ ઘડીયા | કાલુપુર ચકલા | ૨૯ જમાદીઉલ અવ્વલ |
| શેખ મોહંમદ સાલિહ | આસ્ટોડીયા | ૬ જમાદીઉલ આખર |
| શાહે આલમ રસુલાબાદ | શાહ આલમ | ૨૦ જમાદીઉલ આખર |
| કુત્બપીર | જુના પાવર હાઉસ મિરઝાપુર | ૨૦ જમાદીઉલ આખર |
| ગુલશાનપીર | ઈલે. સ્મશાનગૃહ, કોચરબ | ૮ રજ્જબ |
| મુસા સુહાગ | રેલ્વે ક્રોસીંગ, શાહીબાગ, | ૯ રજ્જબ |

| બુઝુર્ગનું નામ | સ્થળ | ઉર્સની તારીખ |
|---|---|---|
| બીબી હલીમા | હલીમની ખડકી, શાહપુર | ૧૦ રજજબ |
| બાબા લઘા સૈયદ | હલીમની ખડકી, શાહપુર | ૧૦ રજજબ |
| લાડલા પીર | પોલીસ ચોકી, સ્ટેડિયમ, | ૧૧ રજજબ |
| શેખ અલી મુત્તકી | રામ રહીમ નગર ટેકરા, બહેરામપુરા | ૧૨ રજજબ |
| સૈયદ મોહંમદ મકબુલ | શાહ આલમ-કદમે રસુલ | ૧૨ રજજબ |
| શેખ ઈરજી | બલુચાવાડ | ૧૩ રજજબ |
| મલિક એહમદ | બલુચાવાડ | ૧૩ રજજબ |
| પીર કમાલ માલવી | દાણી લીમડા | ૧૪ રજજબ |
| ગાઝીપીર શહીદ | ગાઝીપીર, જમાલપુર | ૧૫ રજજબ |
| ખ્વાજા કમાલુદ્દીન હનફી ચીસ્તી | ખાડીયા | ૧૬ રજજબ |
| હિસામુદ્દીન સૈયદ | બસ સ્ટેન્ડ પાસે દિલ્હી ચકલા | ૧૭ રજજબ |
| બાલમ શહીદ | ઈલોરા કોમ સેન્ટર, મીરઝાપુર | ૧૭ રજજબ |
| સૈયદ અસ્કરી | સૈયદવાડા રાયખડ | ૧૭ રજજબ |
| બાબા ઢોકલ ચિશ્તી | દુધેશ્વર | ૨૦ રજજબ |
| વાહીદ શાહ | પ્રભાત પ્રેસ સામે મીરઝાપુર રોડ | ૨૨ રજજબ |
| મુરાદ સૈયદ (ગુદડીપીર) | પોસ્ટ ઓફીસ મીરઝાપુર રોડ | ૨૨ રજજબ |
| સીદી સુલતાન | પોલીસ સ્ટેડીયમ શાહીબાગ | ૨૫ રજજબ |
| રાજુ સૈયદ | કાચની મસ્જીદ જમાલપુર | ૨૫ રજજબ |
| ઈબ્રાહીમ શહીદ | મજુરગામ, શાહ આલમ રોડ | ૨૫ રજજબ |
| ગેબન શહીદ | તાર ઓફીસ લાલ દરવાજા | ૨૬ રજજબ |
| શેખ એહમદ કબીર ચિશ્તી | શાહપુર ચકલા મીયાવાડા, જાંલીવાલી મસ્જીદ | ૨૬ રજજબ |
| બાવા લતીફ | ત્રણ દરવાજા બાવા લતીફ ગલી | ૨૯ રજજબ |
| મુબારક શહીદ (ખાંસીપીર) | ખમાસા ગેટ | ૨૯ રજજબ |
| રોશન શહીદ | ચંદન તલાવડી, ખાનપુર | ૫ શાઅબાન |
| શાહ ઝાહિદ મીચડીપીર | વટવા બસ સ્ટેન્ડ પાસે | ૬ શાઅબાન |

| બુઝુર્ગનું નામ | સ્થળ | ઉર્સની તારીખ |
| --- | --- | --- |
| શેખ મોહંમદ નુરૂદ્દીન | આસ્ટોડિયા મદ્રસા | ૯ શાઅબાન |
| ભાઈ ખાન શહીદ | કાલુપુર દરવાજા બહાર | ૧૪ શાઅબાન |
| મુરાદ સૈયદ | દરીયાખાન ઘુમ્મટ પાછળ | ૧૭ શાઅબાન |
| પીર મેહબુબ શાહ ભીડભંજક | કાલુપુર દરવાજા | ૧૭ શાઅબાન |
| સૈયદ જમાલુદ્દીન પંથર | રાયખડ મિલ પાછળ, પુંજાલાલની ચાલી | ૨૧ શાઅબાન |
| શેખ રૂકનુદ્દીન ચિશ્તી | શાહપુર | ૨૪ શાઅબાન |
| કાલુશહીદ, રોશનશહીદ, ચાંદ શહીદ, | રેલ્વે સ્ટેશન કાલુપુર | ૨૭ શાઅબાન |
| સુલ્તાન મેહમુદ બેગડા | સરખેજ રોઝા | ૨ રમઝાન |
| મસ્તાન શાહ બાબા | સરખેજ | ૧૦ રમઝાન |
| શેખ એદ્રુસ | ઝવેરીવાડ, રીલીફરોડ | ૨૫ રમઝાન |
| ગરીબશાહ | હાથીખાઈ બગીચા | ૨૬ રમઝાન |
| શાહ હમ્માદ | સરસપુર | ૨ શવ્વાલ |
| સઈદ સુલતાન હબશી | જાલીવાલી મસ્જીદ, લાલ દરવાજા | ૩ શવ્વાલ |
| શાહ ફાઝલ | સીધી વાડ | ૫ શવ્વાલ |
| રોશન અલીશાહ | દુધેશ્વર રોડ | ૫ શવ્વાલ |
| શેખ કમાલ કિરમાની | બેહરામપુરા, એ.એમ.ટી.એસ.પાછળ | ૭ શવ્વાલ |
| ખ્વાજા અહમદ બિન કોસન | શાહપુર દરવાજા બહાર | ૧૩ શવ્વાલ |
| શેખ એહમદ ગંજબક્ષ | સરખેજ રોઝા | ૧૪ શવ્વાલ |
| સુલ્તાન અબ્દુરહીમ રિફાઈ | રાયપુર, દરવાજા બહાર શેખુમિયાંની ચાલી | ૧૭ શવ્વાલ |
| બાબા એહમદ હન્કોરી | અલેફ્કી મસ્જીદ સામને | ૧૯ શવ્વાલ |
| ચોબદાર બાબા | " | ૧૯ શવ્વાલ |
| ગુલાબશાહ બાબા | અલેફ્કી મસ્જીદ સામને | " |
| શાહ ખુબ ચિશ્તી | કારંજ સામે ત્રણ દરવાજા | ૨૪ શવ્વાલ |

| બુઝુર્ગનું નામ | સ્થળ | ઉર્સની તારીખ |
|---|---|---|
| સૈયદ શાહ મેહબુબુલ્લાહ | કોટ, ગાયકવાડની હવેલી સૈયદવાડા સામે | ૨૫ શવ્વાલ |
| સૈયદ અલી | પ્રેમ દરવાજા સૈયદ અલીની મસ્જીદ સામે | ૨૫ શવ્વાલ |
| હઝરત સૈયદ કાસીમ | રાયખડ સૈયદ વાડા | ૨૮ શવ્વાલ |
| શેખ સર હિન્દી | કૃષ્ણા ટોકીઝ રીલીફરોડ | ૧ ઝિલકઅદ |
| માઈ ફતેશાહ | છોટાલાલ ધર્મશાળા, શાહપુર | ૧૦ ઝિલકઅદ |
| માઈ રાજેબીબી | છોટાલાલ ધર્મશાળા, ,, | ૧૨ ઝિલકઅદ |
| કાઝી મોહંમદ નિઝામુદ્દીન ખાન | આસ્ટોડિયા મદ્રસા | ૧૨ ઝિલકઅદ |
| સૈયદ જાલાલુદ્દીન માહે આલમ, | ગુમ્બદે શાહીયા ની પાસે | ૧૪ ઝિલકઅદ |
| હજરત મીયાં ચિશ્તી | નસીરબાગ-શાહીબાગ | ૧૭ ઝિલકઅદ |
| હઝરત ગેબન શહીદ | નસીરબાગ-શાહીબાગ | ૧૭ ઝિલકઅદ |
| શેખ હશન ચિશ્તી | શાહપુર ચકલા | ૨૮ ઝિલકઅદ |
| કુત્બેઆલમ બુખારી | વટવા | ૮ ઝિલહજ્જ |
| સૈયદ જાફર બદ્રે આલમ | શાહ આલમ | ૯ ઝિલહજ્જ |
| અલી શહીદ | નવી મસ્જીદ પાસે પાંચપટ્ટી | ૧૪ ઝિલહજ્જ |
| મૌ. શેખ મોહંમદ સુહર્વર્દી | બહેરામપુરા કાઝી કબ્રસ્તાન | ૧૪ ઝિલહજ્જ |
| જમ્મન શાહ | નવરંગપુરા | ૨૦ ઝિલહજ્જ |
| શાહ બારકલ્લાહ ચિશ્તી | હાજીપુરા, દિલ્હી દરવાજાની બહાર | ૩૦ ઝિલહજ્જ |

બુઝુર્ગાને દીનની ઉર્સની તારીખમાં ફેરફાર હોય તો જાણ કરવા વિનંતી, કોઈ મઝારની ઉર્સની તારીખ રહી ગઈ હોય તો તે પણ જાણ કરવાથી નવી આવૃત્તિમાં સમાવેશ કરવામાં આવશે. ઈ.અ.